# ચશ્માવાલા ડૉ. બારટન કેસ.

પ્રકાશકઃ—સત્યપ્રકાશક કાર્યાલય
૪૭, સી. પી. ટૅંક રોડ,–મુંબઈ ૪.

પ્રત ૨૦૦૦ ] [ આવૃત્તિ ૧લી

સપ્ટેમ્બર ૧૯૨૮.

કિંમત દોઢ રૂપિઓ.

---

આ પુસ્તક ધી લેડી નોર્થકોટ હિન્દુ ઓર્ફનેજ કે. એન. સેલર પ્રેસ,
૩, ચોપાટી રોડ, મુંબઇ નં. ૭ માંથી જાદવજી પીતાંબર ઠક્કરે
છાપ્યું છે અને દેશાઇ પ્રાણજીવન કરશનજીએ સત્ય પ્રકાશક
કાર્યાલય માટે ૪૭, સી. પી ટેંક રોડ, મુંબઇ નં.
૪ ની ઓફીસેથી પ્રગટ કર્યું છે.

---

# પ્રસ્તાવના.

આ જાતના કોર્ટોમાં ચાલેલા કેસો બુક આકારમાં પ્રગટ કરવાનો મારો લાંબા વખતનો પ્રમાણિક ધંધો છે. તેમાં શુભ ઉદ્દેશ એ છે કે, આ જાતનાં કેસો "બુક–આકાર"માં પ્રજામાં ચાલુ હૈયાતી ધરાવતા હોય તો આવા કેસોનું પ્રજાને વીસ્મરણ ન થાય. અને વળી આવા કેસોમાં થતી સજા–શિક્ષાથી વાંચનારના મન પર પણ તેની હમેશાં રૂડી અસર થાય કે જેથી તેનાં મન પર સારી છાપ બેસે અને તેથી એટલી અસર તો અવશ્યજ થાય કે, આવા ગુન્હા-ઓનું ભયંકરપણું તેમના પર ઠસતાં તેઓ આવા કોઈ ગુન્હામાં ઉતરે નહિં.

વળી ખાસ કરીને મારો નમ્ર અનુભવ સંપુર્ણ સ્પષ્ટતાથી એ બતાવે છે કે આજ સુધીમાં મારા તરફથી પ્રગટ થએલાં આવીજ જાતનાં પુસ્તકો પ્રજામાં ખુબ આદર પામ્યાં છે. કેટલાંક પુસ્તકોની ૨ જી કે ૩ જી આવૃત્તિઓ બહુજ નાના ગાળામાં મારે પ્રગટ કરવી પડી છે. એટલે પબ્લીક પણ આ જાતનાં પુસ્તકોની પુરી જરૂર માને છે. અને તેનો લાભ લે છે. જો કે, જેમને છાપાઓ નિયમસર વાંચવા નથી મળતાં અને તેઓ આવા કેસો વાંચવા ખૂબ આતુર હોય છે તેમની પણ આ પુસ્તકથી ઉત્કંઠા સંતોષી શકાય છે.

ઉપર લખ્યા તે અને તેવાજ શુભ ઉદ્દેશથી હું આ પુસ્તકો પ્રગટ કરૂં છું, જેમ કરતાં મારા હાથે જનસમાજની કશી ઉપયોગી સેવા થશે, તો હું મને કૃત કૃત્ય માનીશ.

મોટા ભાગે જાહેર છાપાઓમાંથી હું સઘળી વિગતો એકત્ર કરૂં છું.

લી. સેવક,

**પ્રાણજીવન કરશનજી દેસાઈ.**

માલેકઃ—સત્ય પ્રકાશક કાર્યાલય.

સપ્ટેમ્બર ૧૯૨૮.



નામદાર મેજીસ્ટ્રેટ શ્રી. એમ. એસ. પંડિત.

# ચશ્માવાળા ડૉ. બારટન કેસ.

## ડૉ. બારટન સામે ગંભીર આરોપ.

સોમવાર તા. ૧૮ મી જુને બપોરના ૧-૩૦ અને ૨-૦ વાગતાની વચ્ચે કોટમાં હોર્નબી રોડ પર "વ્હાઈટવે લેડલો એન્ડ કમ્પની" સામે ચશ્માવાળા ડો. જહાંગીર બારટન, જેઓ લંડનના શહેરી તરીકેના છુટાપણાનો હક ભોગવે છે, તેઓની "બારટન એન્ડ કમ્પની" નામની દુકાન આગળ ઉશ્કેરાએલું ટોળું ભેગું મળ્યું હતું. જે બનાવથી તે જાહેર રસ્તા પર ભારે ચકચાર જાગી હતી. લોકોના ટોળા વચ્ચે એક પારસી બાનુ ઉભા રહી, પોતાની દીકરી સાથે ડો. બારટને ચલાવેલી કહેવાતી વર્તણુકના સંબંધમાં તેઓ ઠપકો આપતા સંભળાતા હતા. આ વાત સાંભળી લોકોના ટોળામાંના પારસીઓ બહુ ઉશ્કેરાયા હતા, અને ડો. બારટને બારણાં બંધ કરી અંદર ભરાઇ બેસવામાં પોતાની સલામતી જોઇ હતી. તેણે ટેલીફોન કરી પોલીસની મદદ મેળવી હતી, અને તે પછી ટોળું વીખરાઇ ગયું હતું.

આ બનાવના સંબંધમાં સમાચાર ખબર નીચે મુજબ મળી છે.

બાલારામ સ્ટ્રીટમાં રહેતા મીસ એમી જહાંગીર કરકરીઆ ત્રણ દિવસની વાત પર પોતાના ચશ્મા તૈયાર કરવા, તેનો નંબર ડો. જહાંગીર બારટનને આપી આવ્યા હતા. મીસ કરકરીયા તા. ૧૮ મી જુને પહેલા પહોરના ૧૧-૦ વાગતાના સુમારે ચશ્મા લેવા દુકાન પર ગયા હતા. આ બાઇ તરફથી એવું જણાવવામાં આવે છે કે, ડા. જહાંગીર બારટને તેણી શું શીખે છે, કયાં રહે છે વિગેરે આડાઅવળા સવાલો કર્યા. પછી તેણીને જે ઓરડામાં ગ્રાહકોને બેસાડવામાં આવે છે, ત્યાં તેડી લઇ જવામાં આવ્યા, અને આંખ તપાસતાં તેણીના ગાલ પર હાથ લગાડયો હતો, પણ તે અકસ્માતથી લાગી ગયો હશે એવું ધારી તેણીએ વધારે દરકાર કરી નહિં. આ બાનુના કહેવા મુજબ ડો. બારટન વધુ નફટ અને હિંમતી બન્યા હતા, અને તીજોરી ખોલી ઝવેરાત દેખાડયું હતું તથા હિરાજડીત વીંટી તેણીને પસંદ હતી કે નહિં તે પુછયું. આ વખતે તેણીએ તે વીંટી રસ્તામાં ફેંકી દેવાને ડો. બારટનને તુચ્છકારથી જણાવ્યું. તે પછી ડો. બારટને જોર જબરીથી ચુમ્મી કરેલી, અને આંગ સાથ અઘટીત છુટ લીધેલી કહેવાય છે, જે વખતે ડો. બારટને તેણીને બુમ મારતાં અટકાવવા તેણીનું મ્હોડું દાબી મૂકયું હતું. મીસ કરકરીઆએ છુટવા માટે મહેનત કરી, અને ડો. બારટનને લાત સુધ્ધાં મારેલી કહેવાય છે. તે પછી તેણી રોષયુકત દુકાનમાંથી, આ કહેવાતી શરમભરી વર્તણુંક માટે ઠપકો આપતાં ઉતરીને ઘેર ગયા હતા, અને આ બનાવ પોતાની માતાને જણાવ્યો હતો.

મીસ કરકરીઆનાં માતાજી આ ફરિયાદ સાંભળી ૧–૩૦ વાગતાના સુમારે દુકાન પર આવ્યાં, અને ડૉ. બારટનને ચશ્માનો નંબર પાછો આપી દેવા જણાવ્યું તથા પોતાની દિકરી સાથે ચલાવેલી કહેવાતી શરમભરી નાલાયક વર્તણુંક માટે ઠપકો આપ્યો હતો. તેણીને આવી રીતે ઉશ્કેરાયલી હાલતમાં બોલતાં જોઇ લોકોનું ટોળું જોતજોતામાં એકઠું થઇ ગયું હતું.

આ ટોળામાંના બે પારસીઓએ ડૉ. બારટનને પોતાની જાત બ્હેન સાથે આવી નિર્લજ ચાલ ચલાવવા માટે ઠપકો આપેલો કહેવાય છે.

આ બાઇની ફરિયાદ પરથી લોક લાગણી એટલી બધી ઉશ્કેરાઇ ગઇ હતી, કે જો આજુબાજુના દુકાનદારો આજીજી કરી વચ્ચે પડતે નહિં, તો તેઓ કાયદો પોતાના હાથમાં લેતે, અને ડૉ. બારટનને મજબુત સ્વાદ ચખાડતે.

ઉપર મુજબની ફરિયાદ, મીસ કરકરીઆએ પલટન રોડ પોલીસ સ્ટેશન પર નોંધાવી છે, અને પોલીસે ડૉ. બારટન સામે ફરિયાદી બાઇની લાજ લુંટવાનો અરોપ મૂકયો છે.

## ડૉ. બારટન પોલીસને શરણ થયા.

આ બનાવના સંબંધમાં વધુ ખબર એ છે કે ગયા સોમવારે મધરાતના સુમારે ડૉ. બારટન પોતાના એક મિત્ર સાથે પલટન રોડ પોલીસ સ્ટેશન પર ચાલ્યા આવ્યા હતા, અને પોલીસને શરણ

થતા પલીસે તેઓને પકડયા હતા. પોલીસે તેઓને જામીન પર છોડયા હતા. અને તેઓના મિત્ર જામીન થયા હતા.

આ બનાવના સંબંધમાં "એ" વિભાગના પોલીસ સુપ્રીન્ટેંડન્ટ જે. કોર્પાગે પોલીસ કમીશનર પર નીચલો સત્તાવાર રીપોર્ટ મોકલી આપ્યો છે.

આ બનાવમાં મીસ એમીબાઈ જહાંગીર કરકરીઆ નામની ૧૮ વરસની ઉમરની પારસી બાનુ, જેણી બાલારામ સ્ટ્રીટમાં પોતાના માતા પિતા સાથે રહે છે, તેણી "વ્હાઇટવેલેડલો" સામે આંખના સ્પેશ્યાલીસ્ટ ડૉ. બારટન આગળ ચશ્માના સંબંધમાં ગઈ હતી અને તેણી એવું જણાવે છે, કે ડૉ. બારટન તેણીને આંખ તપસવાનાં ઓરડામાં લઇ ગયા અને બેસાડી, તથા આંખ તપાસી કેટલુંક ઝવેરાત બતાવ્યું, કે જે માંહેની કોઇ પણ ચીજ તેણીને જોઈતી ન હતી. તે પછી તેણી એવું કહે છે, કે ડૉ. બારટને હાથ નાખી કીસ (ચુમ્મી) કીધી. કોઈ પણ પક્ષ તરફથી સાક્ષીઓ નથી, કારણ કે મકાનમાં તે વખતે બીજું કોઇ હતું નહિ. છુટી થવા માટે છોકરીએ ડૉ. બારટનને પગમાં લાત મારી હતી, અને તે પછી તેણી દુકાનમાંથી ચાલી ગઇ હતી. ઘેર જઈ તેણીએ મા બાપને ફરિયાદ કરી હતી. ડૉ. બારટનને પકડવામાં આવ્યા છે, અને જામીન પર છોડવામાં આવ્યા છે. પોલીસ વધુ તપાસ ચલાવે છે.

ડૉ. બારટને પોતાના બચાવ માટે મી. નાનાભાઇ એન. સાહેર બેરીસ્ટરને રોકયા છે.

ડૉ. બારટનને મેજીસ્ટ્રેટ સનમુખ ઉભા કરવામાં આવશે એવું ધારી તા. ૧૯ મી જુને કોર્ટમાં પારસીઓની મોટી સંખ્યા ઉતરી પડી હતી, અને થોડો વખત રોકાઇ પૂછપરછ કરી નિરાશ થઇને ચાલ્યા ગયા હતા

## કેસ ટ્રાન્સફર થયો.

તા. ૨૩ મી જુનને દિવસે ડૉ. જહાંગીર બારટન સામે ફોજદારી કાયદાની ૩૫૪ મી કલમ હેઠળનો મુકદમો શરૂ થવાનો હતો. કોર્ટ બેસવાનો ટાઇમ ૧૧—૩૦ વાગતાનો હતો, પરંતુ ૧૦ વાગતાથીજ પારસી બાનુઓ તથા ગૃહસ્થોના ટોળેટોળાં કોર્ટમાં ઉતરી પડયા હતા. વડા મેજીસ્ટ્રેટ મી. દસ્તુરે ૧૧—૩૦ વાગતે આવીને ખુરસી લીધી, તે વખતે કોર્ટનું દિવાનખાનું ઠસોઠસ ભરાઇ ગયું હતું. કેટલીક વખત મેજીસ્ટ્રેટને ચુપકીદી જાળવવા લોકોને ચેતવણી આપવાની ફરજ પડી હતી.

વડા મેજીસ્ટ્રેટે અરજીઓ વિગેરે પરચુરણ કામકાજ આટોપી નાખ્યા પછી, "ડૉ. બારટન" નું નામ પોકારાયું હતું.

પલટનરોડ પોલીસ સ્ટેશનવાળા ડેપ્યુટી ઇન્સ્પેકટર મી૦ ફોસ્ટરે ડૉ. જહાંગીર બારટનને ફરિયાદી મીસ એમી જહાંગીર કરકરીઆ પર નિર્લજ હુમલો કરી તેણીની મર્યાદા ભંગ કરવાના આરોપ માટે ચાર્જશીટ પર મૂકયા હતા.

કેસ ચલાવવાને પોલીસ પ્રોસીકયુટર મી રૂસ્તમ પી. ચાણાવાલા અને જવાબદાર તરફથી મી. ફરેદુન એસ. તાલીયારખાન મી. નાના-ભાઇ એન. સાહેર બેરીસ્ટરો અને મી. બાપુજી જીવાની ધાંડી વકીલ

હાજર થયા હતા. ફરિયાદી તરફથી મા. જહાંગીર ખરશેદજી ફેરબસ એડવોકેટ મુકદ્દમા પર દેખરેખ રાખતા હતા.

**મી. તાલીયારખાન** –હું આ કેસ સબંધમાં અરજ કરવા માગુ છું. હું પહેલાંથીજ જણાવી દઉં છું કે, હું આ અરજ ઘણી દીલગીરી અને આનાકાનીથી કરૂં છું, એ તો ઘણી જાણીતી વાત છે, કે આ કોર્ટ આવી જાતના કેસો ખાસ દષ્ટિથી જોય છે. અને કોર્ટનો ખ્યાલ ખરો છે–કે જે કેસોમાં એક સ્ત્રીની મર્યાદા ભંગ કરવાનો સવાલ આવીને ઉભો હોય છે.

કોર્ટ—જો ટ્રાન્સફર માટેની આ અરજી તમો તે મુદ્દા પર કરતા હો, તો મ્હારે તમોને તાબડતોબ કહી દેવું જોઇએ, કે હું તમારી અરજી સ્વીકારવાને ના પાડું છું.

મેજીસ્ટ્રેટે આગળ બોલતાં જણાવ્યું કે, જો આ અરજી આવા મુદ્દા પર કરવામાં આવતી હોય, કે પક્ષકારો જેમ બને તેમ જલદીથી આ કેસનો અંત લાવવા માગે છે, અને આ કોર્ટમાં કામકાજનું ભારે દબાણ હોવાથી જલદીથી ફડચો કરી શકાશે નહિં, તેથી કોઇ બીજી કોર્ટમાં મોકલી આપવો, તો હુ તમારી અરજી સ્વીકારીશ.

**મી. તાલીયારખાન**—તમોએ બીજો મુદ્દો સૂચવ્યો છે, તે માટે હુ કોર્ટનો આભારી છું. અરજી ટ્રાન્સફર કરવાનો મ્હારો પહેલો મુદ્દો હું પાછો ખેંચી લઉં છું, અને આ કોર્ટમાં વધુ કામકાજ હોવાથી કેસ ટ્રાન્સફર કરવાની હું અરજી કરૂં છું.

**મેજીસ્ટ્રેટ**—મી. થાણાવાલા ! તમારે શું કહેવું છે ?

**મી. થાણાવાલા**--મ્હને આ અરજની સામે થવાની સૂચના મળી છે. એક કોર્ટ અમુક જાતના કેસમાં અમુક વિચાર લઇ જતી હોય, તો તે કંઇ ટ્રાન્સફર માટેનો વ્યાજબી મુદ્દો કહેવાય નહિ.

**કોર્ટ**—પણ મેં તો તે મુદ્દા પર કરવામાં આવેલી અરજી સ્વીકારવાને ના પાડી છે.

**મી. તાલીયારખાન**—ટ્રાન્સફરની અરજી માટેનો મ્હારો તે મુદ્દો હું પાછો ખેંચી લઉં છું.

**મી. થાણાવાલા**—ત્યારે બીજા મુદ્દાના સંબંધમાં મ્હારે કશું કહેવાનું નથી. હું કોર્ટની મુન્સફી પર છોડું છું.

**મી. તાલીયારખાન**--આ વાત ખરી છે. કે મ્હારા કુલ જેમ બને તેમ જલદીથી આ કેસનો ફડચો જોવા માગે છે. માત્ર ટુંક મુદત પરજ બનેલો આવી જાતનો એક કેસ મ્હને યાદ છે, જેમાં ટ્રાન્સફર માટે આજ મુદ્દો આગળ ધરવામાં આવ્યો હતો, અને તે અરજી સ્વીકારાઇ હતી.

**મેજીસ્ટ્રેટ**—મેં ટ્રાન્સફર કરવાને ના પાડી હતી, પણ મ્હારી આગળના વડા મેજીસ્ટ્રેટે તે અરજી મંજુર રાખી હતી.

મેજીસ્ટ્રેટે કોર્ટના કામકાજના દબાણને લીધેજ આ કેસ ત્રીજી કોર્ટમાં મોકલી આપ્યો હતો. તે હવે મી. એમ. એસ. પંડીત સાંભળશે.

આ બાબત પુરી થયા પછી કોર્ટમાંથી જતી વખતે પારસી-ઓનાં ટોળેટોળા ફરિયાદી છોકરી અને તેણીના કુટુમ્બીઓની આસ-પાસ ફરી વળ્યા હતા. જો કે આ કેસને લગતી વિગત અત્યાર

આગાઉજ જાહેર થઇ ચૂકી હતી, તે છતાં તેઓ ફરિયાદી મીસ કરકરીઆના કુટુમ્બીઓને મ્હોંડેથી ફરી સાંભળવા ઉત્સુક થયા હતા.

## ડો. બારટનનો તાવ ચડયો: મીસ કરકરીઆ બેશુદ્ધ થયા!

આ કેસ સાંભળવાને તા. ૨૫ મી જુન સોમવારે પારસીઓનાં ટોળેટોળાં કોર્ટમાં ઉતરી પડ્યા હતા. સવારના ૧૦ વાગતેથી લોકો આવવા લાગ્યાં હતા, અને ૧૧ વાગતામાં તો કોર્ટનો હોલ કીડીના માફક ખીચોખીચ ભરાઇ ગયો હતો. આ ધસારાને પહોંચી વળવાને પોલીસે મજબુત બંદોબસ્ત રાખ્યો હતો. કોર્ટમાં ચુપકીદી જાળવવા માટે સારજંટ મી. ગુચ અને ડેપ્યુટી ઇન્સપેકટર મી. માલ્પસને બહુ મહેનત પડી હતી. લોકોનાં ટોળાથી આખું દીવાનખાનું ચીકાર ભરાઇ જવા ઉપરાંત ફરતી ગેલેરી પર પણ લોકો ટોળાબંધ ઉભા હતા. પોલીસ અમલદારોએ સારો બંદોબસ્ત જાળવ્યો હતો.

## આરબ બેશુદ્ધ થઇ ગયો!

મેદાનની બાજુ કોર્ટના ઇલાકેદાર મેજીસ્ટ્રેટ મી એમ એસ. પંડીત ૧૧-૩૦ વાગતે આવી બેઠા, તે વખતે કોર્ટના દીવાનખાનાનું વાતાવરણ બહુજ તપી ગયેલું અને ગુંગળાવી નાખનારૂં થઇ પડયું હતું. આ તપેલા વાતાવરણની અસરથી એક આરબ કોર્ટના દીવાનખાનામાં બેશુદ્ધ થઇ ગયો હતો, અને કોર્ટમાં ભેગી થયેલી ગીરદીને મારી હઠાવી રસ્તો કરીને તેને બહાર લઇ જઇ વરંડા પર ખુલ્લી હવામાં સુવાડી દેવામાં આવ્યો હતો. સારજંટ મી. ગુચે આ

આરબને ચોખી હવા મળે, તેટલા માટે ગેલેરી પરથી લોકોને બાજુએ કરી નાખ્યાં હતાં. લગભગ ૧–૩૦ વાગતા સુધી આ ટોળું ધમાધમી કરતાં થોભ્યું, અને જવાબદારના ધારાના હિમાયતી મી. તાલીયારખાન આવી પુગતાં આ ટોળાંને ધીરજ આવી.

પલટન રોડ પોલીસ સ્ટેશનવાળા ડેપ્યુટી ઈન્સપેક્ટર મી ફોસટરે મૂકેલા ડો. બારટન સામેના આરોપને લગતો કેસ પોકારાયો હતો.

કેસ ચલાવવાને પોલીસ પ્રોસીક્યુટર મી. થાણાવાલા તથા જવાબદાર અને ફરિયાદી તરફના ધારા શાસ્ત્રીઓ હાજર થયા હતા.

મી. તાલીયારખાને જણાવ્યું, કે આ કેસના સંબંધમાં હું અરજ કરવા માગું છું. મ્હને જણાવવામાં આવ્યું છે, કે આ કેસ પહેલાં બીજા કેટલાક કેસો છે, અને તેથી ઘણો વખત લાગશે, માટે જો આ કેસ ૩–૩૦ વાગતે હાથ ધરવામાં આવે, તો ઠીક થઇ પડશે.

મી. થાણાવાલા—મને કાંઇ પણ વાંધો નથી. હું પણ ધારૂં છું કે તેજ ઠીક પડશે.

કોર્ટ—આ કેસ હું ૩–૩૦ વાગતે સાંભળીશ.

## કોઇકે મીસ કરકરીઆનો ફોટો પાડયો !

જોત જોતામાં કોર્ટ ખાલી થઇ ગઇ. અને નીચે કમ્પાઉન્ડમાં ટોળું ભેગું થયું. તરતજ ઝુમાઝુમ સંભળાઇ અને કેટલાક પારસીઓ કોઇની પુંઠે દોડતા જણાયા. આ બનાવના સંબંધમાં તપાસ કરતાં એવું માલમ પડયું કે ફરિયાદી મીસ એમા કરકરીઆ પોતાના માતા તથા કુટુમ્બીઓ સાથે બહાર નીકળતા હતા, તે વખતે કોઇ

ફોટોગ્રાફરે મીસ કરકરીયાનો ફોટો પાડી લીધો. તેણીની માતાનું ધ્યાન ખેંચાયું, અને તેણીની વિરૂધ્ધતા જોઈ પારસીના છોકરાઓ તે ફોટોગ્રાફરને પકડવા દોડયા હતા તેનો શોરબકોર થઇ રહયો હતો.

## ડા. બારટનને તાવ ચડયો !

વખત પહેલાં ૨-૩૦ વાગતે કોર્ટનું દિવાનખાનું ચીકાર ભરાઈ ગયું હતું. ૩-૩૦ વાગતે કોર્ટ શરૂ થતાં ડો. બારટનનો કેસ પોકારાયો.

**મી. ઘોંડી**—જવાબદાર કોર્ટના મકાનમાં છે, પણ તેઓને એકાએક સખત તાવ ચડી આવ્યો છે, અને ઉપર આવી શકવાની હાલતમાં નથી.

**મી. થાણાવાલા**—જવાબદારને ખુરશી પર લાવી બાજટ પર સુવાડવામાં આવશે તો ઠીક થઈ પડશે.

**મી. ઘોંડી**—જવાબદાર સવારથી તે મી. તાલીયારખાને બપોરના ૧-૩૦ વાગતે અરજ કરી ત્યાં સુધી કોર્ટમાં હતા, પણ તેઓને તાવ સાથે ધ્રુજારી થઈ આવી છે તેથી ઉપર આવી શકવાની હાલતમાં નથી.

**મી. ફ્રેસટર**—મેં જવાબદારને જોયા છે. તે કોર્ટના મકાનમાં નીચે છે. તેને એકદમ તાવ ચઢી આવ્યો છે અને ધ્રુજે છે, પણ—

**મી. સાહેર**—( આ બાજુ નજર ફેરવી, રૂમાલથી કપાળ પરનો પરસેવો લુંછતાં ) કોર્ટનું વાતાવરણ એટલું છે, કે કોઇ પણ બીમાર પડી જાય. સવારના એક આરબ બેશુદ્ધ થઇ ગયો હતો.

( અત્રે મી. તાલીયારખાન આવી પહોંચ્યા હતા. )

**મા તાલીયારખાન**—હું કોર્ટને ખોટી રાખવા માટે દીલગીર છું. (પોતાનું ઘડીયાળ જોઇને) મ્હારા ઘડીયાળમાં હમણાંજ બરાબર સાડા ત્રણ થયા છે

કોર્ટ—તે બરાબર છે. મી. તાલીયારખાન આ બાબત હમણાંજ નીકળી છે.

**મી. તાલીયારખાન**—મ્હને જણાવવામાં આવે છે, કે જવાબદાર ડો. બારટન એકાએક બીમાર પડી ગયા છે. કોર્ટમાં ઉપર આવતાં આવતાં મ્હારી નજર ડો. બારટન પર પડતાં મેં તેઓને ઇઝીચેર પર બેઠેલા જોયા. બીમારી શું છે, તે મેં પોતે પુછી જોયું નથી. મ્હને જણાવવામાં આવે છે, કે તેઓને તાવ ચઢી આવ્યો છે અને તેઓ ધ્રુજે છે. તેવા સંજોગોમાં કેસ મુલતવી રાખવા સિવાય બીજો કશો માર્ગ નથી.

**કોર્ટ**—પણ કેસ મુલતવી રાખવા માટે ડોકટરની સર્ટીફીકેટ જોઇએ. કોર્ટમાં કોઇ ડોકટર છે ?

**મો. થાણાવાલા**—હું તેટલાજ માટે કહું છું, કે જવાબદારને ખુરસી પર બેસાડી ઉપર લાવવો અને કોર્ટે તેની હાલત જોવી. જો વ્યાજબી લાગે તો કેસ મુલતવી રાખવો.

**મેજીસ્ટ્રેટ**—મેં આ કેસને લીધે મ્હારા હાથમાંનું બીજું બધું કામ છોડી દીધું હતું. બપોર માટે ફકત આજ કેસ રાખ્યો હતો.

**મી તાલીયારખાન**—ઓહ! શું એમ છે કે ? હું તેમ જાણતો નહોતો. ખરેખર હું દીલગીર છું.

અત્રે કોર્ટના સૂચનાથી ડેપ્યુટી ઇન્સપેકટર મી. ફોસટર ડૉ. બારટનની હાલત તપાસવા નીચે ગયા હતા. તેઓની સાથે જવા બહારના વકીલ મી. ઘોંડી પણ ગયા હતા

પાંચેક મિનીટમાં તેઓ પાછા ફર્યા મી ઘોંડીએ જણાવ્યું કે જવાબદાર ધ્રુજે છે, અને ચાલી શકવાની હાલતમાં નથી.

મી. ફોસટર – હું જવાબદારને હાથનો ટેકા આપી લાવતો હતો, પણ જવાબદારે મને અરજ કરી, કે તેને ઉપર લઇ જવો નહિં, પણ હું ધારૂં છું કે તે ચાલી શકશે

અત્રે ડેપ્યુટી ઇન્સપેકટર મી. ફોસટર કોર્ટના હુકમથી જવાબદારને ઉપર લાવવા નીચે ગયા.

. મી તાલીયારખાન--- જવાબદારને ઉપર લાવી શકાશે, પણ તેના હાલત જોતાં, તેને ઉપર લાવવાની તસ્દી આપવી, તેની તંદુરસ્તી માટે લાભકારક થઇ પડશે નહિં.

પાંચ મિનિટ પસાર થઇ અને સર્વેની નજર દરવાજા તરફ ચોંટી. પોલીસ અમલદારોએ ટોળાંને શાન્તી જાળવવાની ચેતવણી આપી. બે પોલીસ અમલદારો હાથના ટેકા સાથે ડૉ. બારટનને ચલાવી બલ્કે ઘસડી લાવ્યા ! ડૉ. બારટન એટલા લોથપોથ થઇ ગયા હતા કે તેઓ પોતાના પગ ઉપાડી શકતા ન હતા, અને પોલીસ અમલદારોના શરીર પર ઢળી પડતા હતા. તેઓને તરતજ ખુરસી આપવામા આવી. ડૉ. બારટન ઢગલો થઇને ખુરસી પર પડયા ! તેઓના ડોળા તરતા હતા ! હાથ પગ ધ્રુજતા હતા, અને હોઠ ફફરી રહ્યા હતા ! તેઓ તદ્દન બેહોંશ થઇ ગયા હતા !

મેજીસ્ટ્રેટ--તમો બેસી શકવાની હાલતમાં નથી.

ડો. બારટન—(લથડતી જબાને) મ્હને મજબુત તાવ આવે છે, અને ધ્રુજારી થઇ આવી છે, તેથી હું ઘેર જઇને સુઇ જવા માગું છું. હું બેસી શકવાની હાલતમાં નથી.

મેજીસ્ટ્રેટ—(જવાબદારને ટીકી ટીકીને જોઇને) હું ધારૂં છું કે કેસ મુલતવી રાખવા સિવાય છુટકો નથી.

અત્રે ડો. બારટનને લગભગ ઉંચકીને કોર્ટમાંથી બહાર લઇ જવામાં આવ્યા હતા.

મેજીસ્ટ્રેટે કેસ તા. ૪ થી જુલાઇ પર મુલતવી રાખ્યો હતો.

## મીસ કરકરીઆ બેશુદ્ધ થઇ ગયાં !

કોર્ટમાંથી લોકોએ બહાર નીકળવા માંડયું. જ્યારે ફરિયાદી મીસ કરકરીઆ પોતાના કુટુમ્બીઓ સાથે પછવાડેના લોખંડના દાદરને રસ્તે બહાર જતા હતા, ત્યારે આખો દિવસ તપેલા વાતાવરણવાળા દીવાનખાનામાં બેસી રહેવાથી તેણીનો જીવ ગભરાઇ ગયેલો હોવાથી તેણી ચાચીયારી પાડી બેશુધ્ધ થઇ ગયા, અને તેણીના માતા તથા બીજાઓએ તરતજ ધરી લઇ, નીચે જમીન પર પટકાઇ જતા અટકાવ્યા. અત્રે "ખુરસી લાવો!" "પાણી લાવો!" ની બુમાબુમથી લોકોનું ટોળું ત્યાં દોડી ગયું. પોલીસ અમલદારોએ દોડી જઈ તેઓને વીખેરી નાખ્યાં. કોઇ દોડીને ખુરસી લાવ્યું. અને બીજાઓ દોડી જઇ વકીલોના રૂમમાંથી પાણી લાવ્યા. મ્હોડા પર પાણી છાંટી તથા પાણી પીવડાવી, તેણીને હોંશીયાર કરવામાં આવી. તેણીને

બે ત્રણ મીનીટ બાદ શુધ્ધીમાં આવ્યા પછી નીચે લઇ જઇ ટેક્ષીમાં તેણીને ઘેર લઇ જવામાં આવ્યાં હતાં.

આ રીતે એકજ દિવસે જવાબદાર તથા ફરિયાદી બન્ને બેશુધ્ધ થઇ ગયા હતા. અને કેસ મુલતવી રહયો હતો.

## ફરિયાદીના સાક્ષીઓની જુબાની.

આ કેસ સાંભળવાનો પારસીઓને એક જાતનો ચસરકો હતો પહેલી બે સુનાવણી વખતે કોર્ટમાં પારસીઓનાં ટોળાં ને ટોળાં ઉતરી પડયાં હતાં. બુધવાર તા. ૪ થી જુલાઇને દિવસે પણ એમજ બન્યું હતું. આ પારસીઓ, જેઓમાં મોટે ભાગે જુવાનીયાઓ તથા સ્કૂલમાં જતા વિદ્યાર્થીઓ દેખાતા હતા, તેઓ સવારથી કોર્ટમાં ઉતરી પડયા હતા, અને જલદીથી જગા મેળવી લેવાની હરિફાઇ કરી રહ્યા હતા; પરંતુ આગલી સુનાવણી વખતે લોકોની મોટી ગીરદીથી કોર્ટનું દીવાનખાનું ચીકાર ભરાઇ ગયેલું હોવાથી, અને ત્રણ જણાઓ કોર્ટમાં બેશુધ્ધ બની જવાના બનાવો બન્યા હોવાથી આ વખતે કોર્ટના દીવાનખાનાની હવા ખુલ્લી અને સ્વચ્છ રાખવા માટે પોલીસ કોર્ટના રજીસ્ટ્રાર મી. મેલનંડને બહુજ ઉત્તમ બંદોબસ્ત કર્યો હતો. સવારથીજ મેજીસ્ટ્રેટની સહી સાથની એક નોટીસ બહાર સર્વે વાંચી શકે એવી રીતે ચોંટાડવામા આવી હતી. તેમાં જાહેર કરવામાં આવ્યું હતું. કે "આંકડાઓની સામેની ખુરસીઓની હાર ફરિયાદ પક્ષ તથા બચાવપક્ષના ધારાશાસ્ત્રી તેમજ

વકીલો માટે હતી. જ્યારે તે ખુરસી સામેની જગા છાપાના પ્રતિનિધિઓ માટે હતી. પ્રજા માટે બેસવાની જે જગા રાખવામાં આવી હતી તે ભરાઇ જતાં, કોઇને પણ કોર્ટના દીવાનખાનામાં ઉભા રહેવા દેવામાં આવશે નહિ.

આ નોટીસ વાંચી જેઓ કોર્ટમાં આવ્યા હતા, તેઓ ચપોચપ બાંકડા પર ગોઠવાઇ ગયા. ૨-૩૦ વાગતે કોર્ટ લંચ માટે ઉઠતા લોકો જબરો ધસારો લઇ આવ્યા, અને કોર્ટમાં ધાંધાટ મચાવી રહ્યા. પોલીસ સારજંટ મી ગુચને જોઇ લોકો નાશભાગ કરવા લાગ્યા. મી. ગુચ તથા બીજા અમલદારોએ જેઓ બેઠા હતા તેઓને બેસવા દઇ, બાકીના સર્વેને બહાર કાઢ્યા હતા. દરેક બારણા પર બબ્બે સિપાઇઓ ગોઠવી દેવામાં આવ્યા હતા. કોર્ટના ફરતા વરંડા પરથી લોકોને કહાડી મુકવામાં આવ્યા હતા, અને દાખલ થવાનો મોટો દરવાજો બંધ કરી દેવામાં આવ્યો હતો. પોલીસના ઉત્તમ બંદોબસ્તથી કોર્ટનું વાતાવરણ શાન્ત રહેવા પામ્યું હતું.

બુધવાર તા. ૪ થી જુલાઇએ કોર્ટ ૩-૩૦ વાગતે પાછી બેસતાં ડો. બારટનનો કેસ હાથ ધરવામાં આવ્યો હતો.

## પોલીસ પ્રોસીક્યુટરે રજુ કરેલો કેસ.

મી. થાણાવાલાએ કેસની વિગત કહી સંભળાવતાં જણાવ્યું હતું, કે તા. ૧૮ મી જુને આગલા પહોરના ૧૧ વાગતે ફરિયાદી મીસ એમી કરકરીઆ પોતાના ચશ્મા લેવા જવાબદારની દુકાને ગયાં હતાં. જવાબદારે ચશ્મા પૉલીશ કરવા પોતાના કમ્પાઉન્ડરને બહાર મોકલી દીધો હતો. તે પછી જવાબદાર મી. બારટને ફરિયાદી મીસ કરકરીઆને [વિઝીટર્સ

રૂમમાં બેસવાને જણાવ્યું, જ્યાં જવાબદારે આડીઅવળી વાત કરી હતી, અને તે પછી આંખની કીકી તપાસવા ફરિયાદીને અંદરના ડાર્ક રૂમમાં જવાને કહ્યું. જવાબદારે આંખ તપાસતાં ફરિયાદીના ગાલને હાથ લગાડયો હતો. પણ તે ભૂલમાં લાગી ગયો હશે એમ ધારી ફરયાદીએ ઝાઝી દરકાર કરી નહિં. તે પછી વિઝીટર્સ રૂમમાં પાછાં આવતાં જવાબદારે ફરિયાદીને કેટલાક દાગીના દેખાડયા હતા. જે પરથી ફરિયાદી ચિડાઈ ગયા હતા તે પછી ફરયાદીના કહેવા મુજબ જવાબદાર તેણીને એકદમ વળગી પડયો હતો, અને ચુમ્મી લીધી હતી તથા શરીર સાથે કેટલીક ચૂંટો લીધા હતી. ફરિયાદી કેટલીક અછાડપછાડ પછી છુટીને બહાર નીકળી પડી. ગુસ્સામાંજ ઘેર જઇ, પોતાના માતાને આ બનાવથી વાકેફ કર્યા હતા. ફરિયાદીના માતાજી તે પછી તરતજ જવાબદારની દુકાને ગયાં હતાં અને તેને આવી ચાલ માટે ઠપકો આપ્યો હતો. આ વખતે લોકોનું ટોળું એકઠું થયું હતું. તેઓમાં કેપ્ટન સોરાબજી બામજી અને મી. ચીચગર હતા. જેઓ આગળ જવાબદારે પોતાની ચાલ માટે દીલગીરી દર્શાવી. ફરિયાદીના માતા તે પછી તરતજ મી. પાપા સોલીસીટર પાસે ગયા હતા, પણ તેઓએ તે વખતે આપેલી સલાહ મુજબ પોલીસમાં ફરિયાદ નોંધાવવામાં આવી ન હતી. સાંજના "ડેઇલી મેલ" માં રીપોર્ટ છપાયો, જે પરથી મી. પાપા સોલીસીટરે ફરિયાદ નોંધાવવાની સલાહ આપી. રાતના "જામે-જમશેદ" ના રીપોર્ટર મી. ડોકટર પોતાના પત્ર માટે ખરી વિગત મેળવવા ફરિયાદીના ઘરનો પત્તો મેળવીને તેણીને ઘરે ગયા ગયા અને ખરી હકીકત જાણવા માગી;

અનેપછી કહ્યું કે, 'ડેઇલી મેલ" માં છપાયલા હેવાલ મુજબ ગંભીર હકીકત હતી, તેથી પોલીસમાં ફરિયાદ નોંધાવવાનો સલાહ આપી હતી. તે મુજબ ફરિયાદ નોંધાઇ હતી અને જવાબદાર ડૉ. બારટન મધ્યરાત્રી પછી પોલીસને શરણ થયા હતા. તેઓને જામીન પર છોડવામાં આવ્યા હતા.

## ડૉ. નાણાવટીની જુબાની.

મી. થાણાવાલાની મુખ્ય તપાસમાં ડૉ. બાપુજી પીરોજશાહ નાણાવટીએ જણાવ્યું હતું, કે હું આંખના ડૉકટર તરીકે ગ્રાન્ટરોડ પર પ્રેકટીસ કરૂં છું. ફરિયાદી મીસ એમી કરકરીઆની આંખ તપાસી મેં પ્રીસક્રીપ્શન આપ્યું હતું. આ પ્રોસક્રીપ્શન મુજબ ચશ્માનો ડૉકટર બંધબેસ્તી ફ્રેમ શોધી કહાડવા માટે ચહેરાનું માપ લે, અને પછી નંબર મુજબ કાચ ફ્રેમમાં બેસાડીને ગ્રાહકને આપે. આંખના સરજયને આંખ તપાસી પ્રીસ્ક્રીશન આપેલું હોવાથી ચશ્માના ડૉકટરને પેશંટની આંખ તપાસવાની જરૂર નથી.

## ફરિયાદી મીસ કરકરીઆની જુબાની.

મી. થાણાવાલાની મુખ્ય તપાસમાં મીસ એમી જહાંગીર કરકરીઆએ જુબાની આપતાં જણાવ્યું હતું, કે હું બાલારામ સ્ટ્રીટમાં મ્હારા માતપિતા સાથે રહું છું. હું આગલા સાક્ષી ડૉ. નાણાવટીને ઓળખું છું. તેઓ પાસે મેં ગઇ સાલ મ્હારી આંખો તપાસાવી હતી. હું ડૉ. બારટનને ચશ્માવાલા તરીકે ઓળખું છું. હું અઢારાયશી છું. તા. ૧૬ મી જુને હું મ્હારા ભવિષ્યના ભરથાર મી. મહેરવાનજી કરકરીઆ સાથે જવાબદારની દુકાને જઇ, ચશ્મા

બનાવવા આપી આવી હતી. જવાબદારે રવિવાર તા. ૧૭ મી જુને સાંજના ૪ વાગતે ચશ્મા લઇ જવા બોલાવ્યા હતા. હું, મ્હારા માતાજી તથા મ્હારો નાનો ભાઇ મળી ત્રણ જણા તે વાયદા મુજબ જવાબદારની દુકાને ગયા હતા; પણ તે દિવસે જવાબદાર દુકાને હતા નહિં. હું સોમવારે ફરીથી જવાબદારની દુકાને મ્હારા માતાના કહેવાથી એકલી ગઇ હતી. હું ઘેરથી સવારના ૧૧ વાગે નીકળી જવાબદારની દુકાને ગઇ. જે વખતે કમ્પાઉન્ડર શો કેસીસો સાફ કરતો હતો. જવાબદારે ગ્રાહકોને બેસાડવામાં આવે છે, તે રૂમમાંથી મ્હને પૂછ્યું કે "કેમ માય"? મેં પૂછ્યું કે "મ્હારા ચશ્મા તૈયાર છે કે?" જવાબદારે કાંઇ જવાબ આપ્યો નહિં, પણ પોતાના ખ્રિસ્તી કમ્પાઉન્ડરને ચશ્મા પોલીશ કરાવવા બહાર મોકલી આપ્યો. ખ્રિસ્તી કમ્પાઉન્ડર બહાર ગયો, અને જવાબદારે કહ્યું ચશ્મા લાવતા એક કલાક લાગશે માટે અંદર જઇને બેસવું. હું વિઝીટર્સ રૂમમાં જઇ બેઠી. અને પછી મ્હારી સાથે વાતમાં ઉતરવા જવાબદારે આડા અવળા સવાલો પૂછવા માંડ્યા. મ્હારા કાંડામાં સોનાની પોંચી હતી, તે મ્હારો હાથ પકડી પોંચી જોવા લાગ્યા. મેં હાથ લગાડવા દીધો નહિં, પણ આખું ઘડીયાળ કહાડી આપ્યું. જવાબદાર મ્હને પાછું ઘડિયાળ પહેરાવવા આવ્યા, પણ મેં કહ્યું કે, મ્હારે હાથે પહેરી લઇશ. તેણે તે પછી મ્હારી આંખના ડોળા ફેરવીને જોયા, અને કહ્યું કે આંખની કીકી મોટી છે, માટે એકઝામીનેશન રૂમમાં જવું, અને તેઓ તપાસશે. તેઓ મ્હને ડાર્ક રૂમમાં લઇ ગયા અને ત્યાં બળતી બતી બુઝાવી નાંખી, મ્હને ખુરસી પર બેસાડી હથિયારવડે તે આંખ

તપાસવા લાગ્યા. આંખ તપાસતા તપાસતા તેણે મ્હારા ગાલને હાથ લગાડયો, પણ મેં ધાર્યું કે અકસ્માતથી લાગી ગયો હશે. તેઓ બહાર ગયા અને હું પણ બહાર નીકળી ગ્રાહકો બેસે છે ત્યાં બેઠી. જવાબદાર પણ ત્યાંજ મ્હારાથી થોડે દુર બેઠા. તેણે ત્રીજોરી ખોલી અને અંદરથી એક વીંટી, બ્રેસલેટ અને છેડા મળી ત્રણ દાગીના બહાર કહાડયા અને હાથમાં લીધા. બ્રેસલેટ તપાસી તેઓએ કહ્યું કે, આપે અમેરીકન સોનું જોયું ? મેં કાંઈ કોઠું આપ્યું નહિં. ને પછી જવાબદારે મ્હને વીંટી બતાવી પુછયું, "તમો આ નહિં સ્વીકારો ? હું ગુસ્સે થઇ અને બોલી, "તમો મ્હારા ડાબા હાથમાં વીંટી જોતા નથી ? શું હિસાબે તમો એમ બોલ્યા ?" તેઓ બોલ્યા, "ડારલીંગ ડોન્ટ ગેટ એંગ્રી (વ્હાલી, ગુસ્સે ન થાઓ) એવી તો સત્તર વીંટીઓ હોય તેથી શું ?" હું કુંવારો છું, અને જો પરણુશો તો વિલાયત ચીનની સહેલગાએ લઈ જઇશ. મેં કહ્યું કે, "તમારી વીંટી રસ્તા પર ફેંકી દીઓ." ને પછી તેઓ મ્હારા શરીરને વળગી પડયા. મ્હારાથી ધીમેથી "ઓહ" ની બુમ નીકળી પડી અને કુદરતી રીતે મ્હારાથી બે હાથ ઉંચા થઇ ગયા. તેણે એક હાથ મ્હારા મ્હોંહા પર દાબી દીધો અને બીજા હાથે મ્હારા બન્ને હાથ પકડી રાખ્યા. તેણે એટલા ઝનુનથી ઉપરા સાપરી ચુમ્મીઓ લીધી, કે ફકત ગાલ કરડવાનુંજ બાકી રાખ્યું હતું. અને તેમણે મ્હારી છાતી સાથે બહુ ખરાબ રીતે છુટ લીધી. મેં હાથ અને પગ વડે અછાડ પછાડ કરી, પણ તેઓ ખસ્યા નહિં. તેઓ અલગ થઇ હસવા લાગ્યા અને હું તેઓને હડસેલો મારી બહાર નીકળી પડી. તેઓ મારી પૂંઠ આવ્યા, અને કહ્યું કે, "મીસ કરકરીઆ ચશ્મો લઇને જાઓ." મેં કહ્યું

કે, "મ્હને ચશ્મા નથી જોઇતા. હું સાંજના ભાઇને મોકલી બરાબર ફજેતી કરાવીશ. તમો ડોકટર છો કે હજામ? નેકટાઇ કોલર બાંધીને આવા ધંધા કરો છો?" એટલું બોલી હું ધસારાબંધ નીકળી ઘેર ગઇ. મ્હારો ચહેરો જોઈ મ્હારા માએ પૂછતાં મેં કહ્યું કે, ડોકટર બદમાશ નીકળ્યો હતો. મ્હારા માયને બનાવ કહી સંભળાવ્યો. અને તેણી ગુસ્સે થઇ, જવાબદારની દુકાને જવા નીકળ્યા. રાતના ૮ વાગતે મ્હારા થનારા ભરથાર "ડેઇલી મેલ" લાવ્યા, અને તેમાં છપાયલો રીપોર્ટ દેખાડી કહ્યું કે, ડોકટરે (જવાબદારે) તેમાં ખોટો અહેવાલ છપાવ્યો હતો. રાતના ૯ વાગતાના સુમારે "જામે-જમશેદ"ના રીપોર્ટર મી. ડૉકટર "ડેઇલી મેલ"ની નકલ સાથે મ્હારે ઘેર આવ્યા હતા. તેણે મ્હારા માતા પાસેથી શું બનાવ બન્યો હતો, તેની ખરી વિગત પોતાના "જામે"માં છાપવામાટે જાણવા માગી હતી. 'ડેઇલી મેલ"ના રીપોર્ટ પર ધ્યાન ખેંચ્યા. તેણે જણાવ્યું કે, તેમાં બહુ ગંભીર આક્ષેપ હતો, અને પોલીસમાં ફરિયાદ નોંધાવવાની અમોને સલાહ આપી હતી. તેઓ અમોને પોલીસ સ્ટેશનપર લઇ ગયા હતા, જ્યાં મેં મારી ફરિયાદ નોંધાવી હતી.

કોર્ટ—તમો તે પહેલાં મી. ડોકટરને ઓળખતા હતા?

સાક્ષી--બીલકુલજ નહિં.

મી. તાલીયારખાને ઉલટપાલટ તપાસ મુલતવી રાખી હતી.

## ફરિયાદીની માતાની જુબાની.

મી. થાણાવાલાની મુખ્ય તપાસમાં બાઇ સુનાબાઇ જહાંગીરજી કુંટ્રીઅએ જણાવ્યું હતું કે હું ફરિયાદીની માતા છું. તા. ૧૮

મી જુને મ્હારી દીકરી બપોરના ૧૨-૩૦ અને ૧-૦ વાગતાની વચ્ચે ઘેર આવી, જવાબદારની નાલાયક વર્તણુક માટે ફરિયાદ કરતાં દુકાનમાં જે કાંઇ બન્યું હતું, તે મ્હને કહી સંભળાવ્યું. હું જવાબદારની દુકાને ગઇ. જવાબદારે મ્હને પૂછયું કે, "કેમ માય શું છે?" મેં કહ્યું કે, હમણા જે બાઇ ચશ્મા માટે આવી ગયા, તેનો નંબર પાછો આપો. તેણે કહ્યું કે, "એસો એક કલાકમાં ચશ્મા તૈયાર થઇને આવશે." તેઓને મેં કહ્યું કે, મ્હને નંબર આપો. તેઓ લઇ આવ્યા, તે લઇ મેં તેઓને કહ્યું કે, "ડૉકટર! તમો માત્ર નાની છોકરીઓનેજ વિલાયત અને ચીન લઇ જશો કે મ્હને બી લઈ જશો?" તેઓ ગભરાઇને મ્હારૂં મ્હોડું જોવા લાગ્યા. મેં ટોણો મારીને કહ્યું કે, "જરા ત્રીજોરી ખોલીને મ્હને તો ઝવેરાત દેખાડો; જેમ મ્હારી દીકરીને દેખાડયું તેમ હું તો જોઉં કે તમારી પાસે શું શું ઝવેરાત છે?" તેઓ ગરપ કરતા અંદર નાશી ગયા, પણ તેઓ કયાં ભરાઇ ગયા તે હું જાણી શકી નહિં.

અત્રે સાક્ષીએ કેપ્ટન સોરાબ બામજી અને મી. પેરતનજી ચીચગરને જોઇને જણાવ્યું કે, આ બે ગૃહસ્થો એકઠા થયેલા ટોળામાં હતા. હું ચીરડાતી ચીરડાતી બહાર નીકળી, ત્યારે બાજુના દુકાનદારે ડોકીયું કહાડીને પૂછયું કે, "બાઈ શું છે?" "તું તો પરજાત છે, પણ મ્હને કહેતાં શરમ લાગે છે, કે મ્હારા જરથોસ્તી જાત ભાઇએ એવી નાલાયક ચાલ ચલાવી છે, કે મ્હને કહેનાં પણ શરમ લાગેછ." તે પછી બધા પારસીઓ મ્હને પૂછવા લાગ્યા. મેં તેઓને કહ્યું ત્યારે તેઓ મ્હને હાથ પકડીને પોલીસ સ્ટેશન પર લઇ જવા તૈયાર થયા, પણ મેં કહ્યું કે, "હું મ્હારા સોલીસીટરોની સલાહ લઇશ."

હું તરતજ મી. પાપા સોલીસીટર આગળ ગઇ. તેઓએ કહ્યું કે, "કોરટમાં ખરાબ લાગશે માટે પડતી મેલો." હું તે પછી ઘેર ગઇ. રાતના ૮ વાગતે મ્હારા જમાઇ "ડેઇલી મેલ" લાવ્યા, તેણે મ્હને કહ્યું કે, જવાબદારે તેમાં આપણી નાલેશી કરી હતી, અને ખોટા આક્ષેપો મૂકયા હતા. તે પછી મી. પાપા સોલીસીટરે પોલીસમાં ફરિયાદ નોંધાવવાની અમોને સલાહ આપી. તે બાદ પલટન રોડ પોલીસ સ્ટેશન પર ફરિયાદ નોંધાવવામાં આવી હતી.

મી. તાલીયારખાને ઉલટપાલટ તપાસ મુલ્તવી રાખી હતી.

## મી. પાપાની જુબાની.

મી. થાણાવાલાની તપાસમાં મી. રૂસ્તમ એદલજી પાપાએ જણાવ્યું હતું, કે હું છેલ્લા સાક્ષીને ઓળખું છું. તેઓ તા. ૧૮ મી એ બપોરના મ્હારી ઓફીસે આવ્યા હતા, અને બનેલો બનાવ વિગતવાર કહ્યો હતો. મેં ચોક્કસ સલાહ આપી હતી.

## મી. ચીચગરે શું જોયું!

મી. થાણાવાલાની તપાસમાં મી. પેસ્તનજી હોરમસજી ચીચગરે જણાવ્યું હતું, કે હું વેપારી છું. અને તા. ૧૮ મી જુને બપોરના ૨ વાગતાને સુમારે હું હોનબીરોડ પરથી પસાર થતો હતો. તે વખતે મેં. બારટનની દુકાન આગળ મેં લોકોનું મોટું ટોળું જોયું. આ ટોળાની વચ્ચે સુનાબાઇ નામની બાનુ હતા. મેં તેણીને પૂછયું કે, શું બનાવ બન્યો હતો?

અત્રે મી. તાલીયારખાને, એવી રીતની જુબાની કઇ કલમની રૂએ લઇ શકાય એ જાણવા માગ્યું હતું.

મી. ચીચગરે જણાવ્યું હતું, કે મેં સુનાબાઇને ત્યાં ૧૦ મિનીટ સુધી જોયા, પછી હું દુકાનમાં ગયો. મેં એક મુસલમાનને જોયો, જે ટોળાને વીખેરી નાખવાની બનતી કોશીશ કરતો હતો. મ્હને સુનાબાઇ સાથે વાતચીત થઇ હતી. મેં ડો. બારટનને કહ્યું કે, "આ તોફાન શાનું હતું ?" તેણે કહ્યું કે, તે સંપૂર્ણ ખુલાસો કરવા તેમજ બાનુની માફી માગવા તૈયાર હતો. જો લોકોને વીખેરી નાખવામાં આવે, તો તે બાનુ સાથે વાત કરવા તૈયાર હતો. તેણે કહ્યું કે, જે બન્યું હતું તે માટે તે દીલગીર હતો. મેં કહ્યું કે, દીલગીરીની વાત છે એક નાની છોકરી પોળે દિવસે આવે, ત્યારે આવી રીતે તેણીની સતામણી કરવામાં આવે. તે વખતે ત્યાં મી. બામજી આવી પુગ્યા તેથી હું ત્યાંથી ચાલી ગયો હતો.

વધુ તપાસ મુલ્તવી રહી હતી.

---

## મેજીસ્ટ્રેટે આરોપ ઘડી કાઢયો.

બુધવાર તા. ૧૧ મી જુલાઇને દિવસે પણ કેસ સાંભળવા માટે અગાઉની માફકજ કોર્ટમાં લોકોની મોટી ઠઠ જામી હતી, જેમાં પારસી જુવાનીઆઓ તથા પારસી બાનુઓનો મોટો ભાગ હતો. પોલીસે કોર્ટમાં સારો બંદોબસ્ત જાળવ્યો હતો. અગાઉથી ભેગા મળેલા લોકો કેસ સંબંધી અનેક રીતના વાદવિવાદો કરી રહ્યા હતા.

## મી. બામજીની જુબાની.

મી. થાણાવાલાની મુખ્ય તપાસમાં મી. સોરાબ રૂસ્તમજી બામજીએ જણાવ્યું હતું, કે હું વેપારી અને વીમાનો દલાલ છું. તા. ૧૮ મી

જુનના દિવસે હું હોર્નબી રોડ પરથી બપોરના ૧-૩૦ વાગતે પસાર થતો હતો, તે વખતે ૨૦૦ થી ૩૦૦ માણસોનું ટોળું ડો. બારટનની દુકાન સામે ભેગું મળેલું મેં જોયું. મ્હારી જીજ્ઞાસા વધી, અને મેં મ્હારા દીકરાને શું બનાવ બન્યો હતો, તે જોવા મોકલ્યો. હું તે ટોળામાં ગયો, અને તેના અંદર એક પારસી બાનુને જોયા. તે બાઇ સુનાબાઈ કરકરીઆ હતા. સુનાબાઇએ મ્હને ડો. બારટન સબંધી ફરિયાદ કરી, અને જણાવ્યું કે, તે તેની બેટી સાથ ખરાબ રીતે વરત્યો હતો.

અત્રે મી. તાલીયારખાને, મીસીસ કરકરીઆએ શું કહ્યું હતું, તે વાતચીત જુબાની તરીકે રજુ થાય, તે સામે વાંધો લેતા જણાવ્યું હતું કે, તે બાનુએ આ સાક્ષી આગળ કાંઇ પણ ફરિયાદ કરવાની વાત કોર્ટમાં જણાવી નથી.

મી. થાણાવાલાએ કહ્યું હતું કે, આ સાક્ષી, બાઇ અને પોતા વચ્ચે શું બન્યું હતું તેને લગતો સારજ કહેવા માગે છે.

મેજીસ્ટ્રેટે મી. તાલીયારખાનનો વાંધો સ્વીકાર્યો હતો.

આગળ જતા સાક્ષીએ જણાવ્યું હતું, કે, તે બાનુની ફરિયાદ સાંભળવા પછી, હું દુકાનની અંદર ગયો હતો. ત્યાં બે મુસલમાનો હતા. તેઓએ મ્હને દાખલ થતા અટકાવ્યો. હું જવાબદાર ડો. બારટન આગળ ગયો. તેઓ ધ્રુજી રહ્યા હતા. તેણે કહ્યું કે, જે કાંઇ બન્યું હતું, તે માટે તેઓ દીલગીર હતા, અને જો લોકોના ટોળાને વીખેરી નાખવામાં આવે, તો, તે બાનુની માફી માગશે. તે વખતે એક

જુવાન મોમેદ આવ્યા મેં મી. ચીચગરને ત્યાં જોયા હતા. હું ત્યાં લગભગ ૧૫ મિનિટ રહ્યો હોઈશ. તે પછી હું ચાલી ગયો, કારણ કે, મેં જોયું કે આ બાબત હવે સલામત પોલીસના હાથમાં જઈ પડી છે.

આ સાક્ષીની ઉલટ તપાસ મુલતવી રહી હતી.

## ડે. ઇ. મી. એફ. ફોસ્ટરની જુબાની.

મી. થાણાવાલાની તપાસમાં ડેપ્યુટી ઇન્સપેકટર મી. ફ્રેડ્રીક ફોરટરે જણાવ્યું હતું કે હું પલટન રોડ પોલીસ સ્ટેશનને લગતો છું. તા. ૧૮ મીએ મધરાતે જવાબદાર પોલીસ સ્ટેશન પર શરણ થયા હતા.

## સ. ઇ. મી. કાદરશાહની જુબાની.

મી. થાણાવાલાની તપાસમાં પલટન રોડ પોલીસ સ્ટેશનવાળા સબ. ઇન્સપેકટર મી. કાદરશાહ મહમદશાહે જણાવ્યું હતું, કે મેં તા. ૧૮ મી જુને રાતના ૧૦–૩૦ વાગતે ફરિયાદી મીસ એમી કરકરીઆની ફરિયાદ નોંધી હતી, તેમજ બીજા સાક્ષીઓના સ્ટેટમેંટો લીધાં હતાં.

મી. તાલીયારખાનની ઉલટ પાલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું હતું, કે બીજે દિવસે સવારના મેં ડો. બારટનની દુકાનમાં પંચની હાજરીમાં ત્રીજોરીની જડતી લીધી હતી. તેમ કરવાનો હેતુ, તે ત્રીજો-રીમાં દાગીના હતા કે નહિં, તે જાણવાનો હતો; પણ ત્રીજોરીમાંથી કાંઇ દાગીના મળ્યા ન હતા સવારના ૯ અને ૧૦ વાગતાની વચ્ચે જડતી લીધી હતી, તે વખતે દુકાન બંધ હતી. ડો. બારટને ચાવી અંગાવી હતી. મ્હારી અને પંચની હાજરીમાં દુકાન ખોલવામાં

આવી હતી. બીજે દિવસે સવારના ૯ વાગતે ડૉ. બારટન પોલીસ સ્ટેશન પર આવ્યા હતા, જ્યાં મેં જણાવ્યું હતું કે હું જડતી લેવા માગતો હતો. ડૉ. બારટને પોતાના નોકર મી. ફ્રેનસીકા પાસે ચાવી મંગાવી હતી. મી. ફ્રેનસીકા આવી પહોંચતા તેણે દુકાન ઉઘાડી હતી.

## મેજીસ્ટ્રેટે ઘડેલો આરોપ.

મેજીસ્ટ્રેટે જણાવ્યું હતું, કે ફરિયાદ પક્ષે પ્રથમદર્શક કેસ પુરવાર કરેલો હોવાથી, હું તેના સામે ફરિયાદીની લાજ લુંટવાની ઇચ્છાથી હુમલો કરવાનો આરોપ ઘડી કહાડું છું.

## જવાબદારનો ઇન્કાર!

ડૉ. બારટને ગુનાહનો ઇન્કાર કરતાં જણાવ્યું હતું, કે મારી સામે મેલવામાં આવેલા ચાર્જ માટે હું તદ્દન નિર્દોષ છું, અને હું કાંઇ જાણતો નથી.

## મીસ કરકરીઆની ઉલટ તપાસ.

મી. તાલીયારખાનની ઉલટ તપાસમાં ફરિયાદી મીસ એમી કરકરીઆએ જણાવ્યું હતું, કે છેલ્લા બે વરસ થયા હું બાલારામ સ્ટ્રીટમાં રહું છું. તે પહેલાં ખેતવાડી અગીઆરી લેનમાં ૧૦ થી ૧૧ વરસ રહી હતી. મ્હારા બાવા ગોદીમાં ગેટકીપર છે, તે શું કમાય છે, તે મ્હને ખબર નથી. મ્હારા બાવાની કમાઇમાંથી ગુજરાન થાય છે. મ્હારા માતાજી "કસ્તી" વણે છે. હું ટયુટોરીયલ સ્કુલમાં જતી હતી, ૭ થી ૮ મહિના થયા તે છોડી છે. ટયુટોરીયલ સ્કુલ પહેલાં, હું ચંદા રામજી ગર્લ્સ હાઇ સ્કુલમાં

જતી હતી. મ્હારા ભવિષ્યના ભરથારે વધુ અભ્યાસ કરવા ના પાડી, તેથી સ્કુલ છોડી દીધી. મ્હારા ભવિષ્યના ભરથાર મોબેદીનો (ઉપદેશકનો) ધંધો કરે છે. ગયે વરસે મેં ડો. નાણાવટી પાસે આંખો તપાસાવી હતી, પણ ગરીબાઇને લીધે કાંઇ ફી આપી ન હતી. તેમનો પ્રીસક્રીપ્શન પછી એસ. બેનસનની કમ્પનીમાં ચશ્મા તૈયાર કરાવ્યા હતા. તે ચશ્મા એક વખત હું બહારગામ ગયેલી તે ટ્રેનમાં રહી ગયા હતા. તે પછી મેં ચશ્મા વગર ચલાવ્યું હતું. મ્હારા માતાજીએ તો કાલબાદેવી પરની "બારટન કમ્પની" માં જવા કહેલું, પણ મ્હારા ધણીને ટ્રામ બદલવાની આળસાઇ લાગવાથી તેઓ ડો. જે. બારટનની દુકાને લઇ ગયા. આ દુકાન કોટમાં છે, એમ મ્હારા ધણી તથા હું જાણુતા ન હતા. અમો "બારટન કમ્પની" નું બોર્ડ વાંચી અંદર ગયા.

**સવાલ**--કાલબાદેવીની "બારટન કમ્પની" ની કોણે ભલામણ કરી હતી?

**જવાબ**--મારા માતાજીએ કહેલું.

**સવાલ**—તેણી "બારટન કમ્પની" જાણુતા હતા?

**જવાબ**—જાણુતા હશે. હું કાંઇ જાણુવી નથી.

**સવાલ**—તમારા માતાજી ચશ્મા પહેરે છે?

**જવાબ**—હા!

આગળ જતાં સાક્ષીએ જણાવ્યું હતું, કે ડો. બારટને માપ લીધું હતું, અને રૂા. ૮) નક્કી કરવામાં આવ્યા હતા. સોમવારે હું ચશ્મા

જેવા ઘેરથી ૧૧ વાગતાંના સુમારે નીકળી હતી. હું માતાજીની રજા વગર કયાંય પણ જવા એકલી નીકળી નથી. મ્હારા માતાજીએ કહયું કે, આંખ તપાસવાની હતી નહિં, અને માત્ર ચશ્મા લઇ આવવાના હતા, તેથી મ્હને એકલી જવાને કહયું હતું. હું ગઇ તે વખતે ડો. બારટન અંદરના ઓરડામાં હતા, બહાર કોઇ પણ છોકરો બેઠેલો નં હતો. ડો. બારટને મ્હને જોઇ, મેં પુછયું કે "ચશ્મા તૈયાર છે?" તેણે કાંઇ જવાબ આપ્યો નહિં, પણ કમ્પાઉન્ડરને ચશ્મા પોલીશ કરવા મોકલી આપ્યો; તે વખતે અંદરના ઓરડામાં બે હીન્દુઓ હતા નહિં; કારણ કે મ્હને પોતાને અંદર જઇને બેસવાનું ડો. બારટને કહ્યું. હું તે વખતે દુકાનમાં અર્ધો કલાક હોઇશ

**સવાલ**—બે હીન્દુ ગ્રાહકો હતા, પછી કોઇ પારસી ગ્રાહકો આવ્યા હતા.

જવાબ--નહિંજી! હીન્દુ ગ્રાહકો પણ નં હતા. અને કોઇ પારસી ગ્રાહકો પણ ન હતા.

સાક્ષીએ આગળ ચાલતા જણાવ્યું હતું, કે તે વખતે કોઇ પણ ગ્રાહક આવ્યો ન હતો, તેણે ચશ્મા પોલીશ કરાવા કયાં મોકલ્યા, તે હું જાણુતી નથી. મી. ફ્રાન્સીકા, અંદરના ડાર્ક રૂમમાં નહિં પરંતુ બહાર દુકાનમાં શો કેસીસો સાફ કરતો હતો. ડો. બારટને, છોકરાને ચશ્મા લઇ આવવા કાલબાદેવી મોકલ્યો ન હતો. તે દુકાનમાં મેં મી. ફ્રાન્સીકા સિવાય બીજા કોઇ પણ નોકરને કોઇ વખત જોયો ન હતો. તેણે પૂછયું કે, હું કયાં રહું છું? મેં કહ્યું કે, "હું

બાલારામ સ્ટ્રીટમાં રહું છું." પછી તેણે પુછ્યું કે, "તમારા બાવા શું કરે છે? તમે કયી સ્કુલમાં જાઓ છો?" મેં તેઓને જવાબ આપ્યા. સાધારણ રીતે પૂછવાથી મને તેઓની ખરાબ દાનત માટે શક ગયો ન હતો. (હું આજે હાથની પોંચી પહેરી આવી નથી. કોર્ટમાં પહેરી આવવાની જરૂર શું?) પછી તે મારી પોંચીના વખાણ કરવા લાગ્યા. બધી વાતચીત સાધારણ અવાજે થતી હતી. તેઓ ડૉકટર તરીકે આંખ તપાસવા લાગ્યા તેથી મ્હને મુદ્દલજ અજાયબી લાગી નહિં. તે પછી ડૉ. બારટને મને કહ્યું કે, "અંદર ડાર્ક રૂમમાં આવો, અને આંખ તપાસીશ!" તે બનાવથી પણ મ્હને અજાયબી લાગી નહિં. તેણે કહ્યું કે કીકી મોટી છે માટે આંખ તપાસવા માંગું છું. હું ડાર્ક રૂમમાં જતા ગભરાઇ ન હતી, કારણ મ્હને ડર જેવો વિચાર આવ્યોજ ન હતો. ડાર્ક રૂમમાં હું પાંચ મિનીટ રહી હોઇશ. તે ઓરડામાં મી. ફ્રાન્સીસ બેઠેલો ન હતો. ડાર્ક રૂમમાંથી હું વિઝીટર રૂમમાં આવીને ખુરસી પર બેઠી, કારણ કે ચસ્મા આવવાના હતા. તેણે કહ્યું કે થોડા વખત પછી ચસ્માની ગરજ મ્હને રહેશે નહિ. તે પછી ડૉ. બારટને ચાવીનો જુમખો લીધો, અને ત્રીજોરી ખોલી; વીંટી, બ્રેસલેટ અને છેડો મલી ત્રણ દાગીના હાથમાં લીધા, અને મ્હને બતાવ્યા. આ બનાવથી મ્હને અજાયબી લાગી હતી.

**સવાલ**—તે વખતે તમોને, તેઓની બુરી મતલબ વિશે શક ગયો હતો?

**જવાબ**—મ્હને તેઓએ પોતાની બ્રેસલેટ બતાવી ત્યારે મને તેઓની બુરી મતલબનો ખ્યાલ આવ્યો હતો.

તે પછી વીંટી બનાવી, તેઓએ બ્રેસલેટ ઓફર કરી ન હતી. તેણે વીંટી બતાવી કહ્યું કે, "આટલી વીંટી નહિં સ્વીકારો?" મેં કહયું કે, "મ્હારા ડાબા હાથમાં વીંટી છે, તે જોતા નથી? શું હિસાબે બોલ્યા કે વીંટી નહિં સ્વીકારો!"

સાક્ષીએ જણાવ્યું કે, વીંટી ઓફર કરી ત્યારે તો હું એમજ સમજી કે તેઓ પરણવા માગતા હશે.

સવાલ—એમ માનવાનું કારણ શું?

જવાબ—વીંટી ઓફર કરે, તો તેનો બીજો અર્થ શું? (હસાહસ) સાધારણ અકલનો માણસ પણ કહે કે વીંટીનો અર્થ તેજ થાય. (હસાહસ)

આગળ જતાં સાક્ષીએ જણાવ્યું હતું, કે મ્હને આ બનાવથી ગુસ્સો ઉપજ્યો હતો. ને મ્હને ખ્યાલ આવ્યો, કે ડોકટરની મતલબ બુરી હતી અને તે ખરાબ માણસ હતો. તેણે કહયું કે, "ડાર્લીંગ ગુસ્સે ન થાઓ, એવી તો ૧૭ વીંટી હોય તોય શું? હું તુંને વિલાયત અને ચીન લઇ જઇશ." મેં ગુસ્સે થઈ કહયું કે, "વીંટી રસ્તામાં ફેંકી દીઓ." તે પછી જવાબદાર મ્હારા અંગ પર ધસી આવ્યો, અને હું ગભરાઇ ગઈ. હું રડી કે બુમ મારી શકી નહિં પણ ધીમી "ઓહ" નીકળી પડી. તેઓ થોડા ફીટ પણ દુર હતે, તો હું છટકીને નાસી જતે.

સવાલ--તમો જાણો છો, કે તમો સોગંદ પર જુબાની આપો છો?

જવાબ--હા.

સવાલ—તમો જાણો છો, કે ખોટી જુબાની આપવા માટે શું થાય છે ?

જવાબ—ખુદાના ગુનેહગાર થઇએ !

સવાલ—નહિં ! બીજું શું થાય ? કોર્ટ સજા કરે તે જાણો છો ?

જવાબ—હા !

સાક્ષીએ જણાવ્યું કે, જવાબદારે દાગીના બતાવ્યા, તે વખત તેઓ ત્રીજોરીની આગળજ હતા, અને હું ત્રીજોરીથી માત્ર ૩ ફીટ દૂર હતી. તેઓ ફલાંગ મારીને એકદમ દોડી આવ્યા. ત્રીજોરી મ્હારા જમણા હાથ તરફ હતી.

મી. તાલીયારખાનની અરજ પરથી મેજીસ્ટ્રેટે ડો. જે. બારટનની દુકાનની મુલાકાત લઈ, બનાવવાળી જગ્યાની તપાસ લેવાને કબુલ્યું હતું.

આ પછી કેસની તપાસ તા. ૨૧ મી જુલાઇએ સવારના ૧૧-૩૦ વાગતા ઉપર મુલતવી રહી હતી.

## મીસ કરકરીઆ સાક્ષીના પીંજરામાં—અઢી કલાકની ઉલટ તપાસ.

શનિવાર તા ૨૧ મી જુલાઇને દિવસે પણ અગાઉની માફકજ કોર્ટમાં લોકોનો મોટો ધસારો હતો, પરંતુ બંદોબસ્ત ઉત્તમ રાખવામાં આવ્યો હતો.

મેજીસ્ટ્રેટે ૧૧-૩૦ વાગતે આવીને બેસતાં, આ ચકચાર ભરેલો કેસ પોકાર્યો હતો.

શરૂઆતમાં મી. તાલીયારખાંને ફરિયાદી અને તેની માતા મીસીસ સુનાબાઈએ પોલીસ સ્ટેશન પર નોંધાવેલા સ્ટેટમેંટો જોવા માગ્યાં હતાં, અને પોલીસ આગળ કરેલા સ્ટેટમેંટો અને કોર્ટમાં આપેલી જુબાની વચ્ચે હેર ફેર હોય તો કોર્ટે તે તપાસવા પછી, જવાબદારને કાયદા મુજબ માગવાનો હક્ક હતો, એમ જણાવ્યું હતું.

કોર્ટે તે સ્ટેટમેંટો વાંચીને, મી. તાલીયારખાનને વાંચવા આપ્યાં હતાં.

## મી કરકરીઆની વધુ ઉલટ પાલટ તપાસ.

મી. તાલીયારખાનની વધુ ઉલટ પાલટ તપાસમાં ફરિયાદી મીસ એમી કરકરીઆએ જણાવ્યું હતું, કે હું તા. ૧૬ જુને ચશ્માના કામ માટે ડા. બારટનની દુકાને ઓર્ડર આપવા ગયેલી તે વખતે, જે રીમલેસ ફ્રેમ પસંદ કરી હતી, તે મ્હને દેખાડવા માં આવતી ફ્રેમ છે હું મુખ્ય જુબાનીમાં કહી ગઇ છું, કે જવાબદાર મારા હાથને અડકવા આવ્યો હતો, તે મ્હને પસંદ પડયું ન હતું, અને મેં અણગમો બતાવ્યો હતો. મેં હાથ પરની પોંચી કહાડી ને જવાબદારને આપી હતી. તેણે કાંઇ જબરજસ્તીથી હાથ પરથી કહાડી ન હતી. એવીજ મતલબની વિગત મેં પોલીસને જણાવી હતી.

**સવાલ--જો કોઇ એમ કહે, કે તે કોઇએ જબરજસ્તીથી કહાડી લીધી હતી, તો તે વાત ખોટી ?**

**જવાબ--હા.**

અત્રે મી. તાલીયારખાને, ફરિયાદીએ પોલીસ આગળ કરેલા સ્ટેટમેંટમાંથી ફકરો વાંચી સંભળાવ્યો હતો, જે નીચે મુજબ હતો:

"મે તેમ કરવાને ના પાડી, પણ તેણે તે જોરજબરીથી લીધી."

સાક્ષીએ જણાવ્યું હતું, કે મેં એવું કાંઇ જણાવ્યું ન હતું. તે વખતે મ્હને શક ગયો નં હતો. જવાબદાર પોચી પહેરાવવા માગતો હતો, પણ મેં તેને તેમ કરવા દીધું ન હતું.

**સવાલ**--કાં નહિં પહેરાવવા દીધી? તેમાં કાંઇ ખોટું હતું?

**જવાબ**--હા. મ્હને કોઇ દિવસ પરાયો પુરૂષ હાથ લગાડે, તે ગમતું નહિં હતું. હું હાલમાં કોર્ટમાં કહું છું તેજ ખરૂં છે, કે તેણે જોરજબરીથી પોચી કહાડી લીધી નં હતી. મેં પોલીસ સ્ટેશન પર જે સ્ટેટમેન્ટ નોંધાવ્યું હતું; તે મ્હને વાંચી સંભળાવવામાં આવ્યું ન હતું, મ્હને પૂછવામાં આવ્યું કે, બધું ખરૂં છે? મેં હા કહી અને સહી કરી હતી. હું પોલીસ સ્ટેશન પર ગઇ તે વખતે મ્હારી સાથે મ્હારા માતાજી, મ્હારા થનાર ધણી અને મી. ડોકટર ("જામે"ના રીપોર્ટર) હતા. મ્હારૂં સ્ટેટમેન્ટ લેવામાં આવ્યું તે વખતે અંદર હું અને મી. ડોકટર હતા. જવાબદારે મને બ્રસલેટ, વીંટી અને છેડો બતાવ્યો હતો, પોલીસમાં પણ મેં તેમજ જણાવ્યું છે. જવાબદારે છેડો પણ ત્રીજોરીમાંથી બહાર કાઢ્યો હતો. તેણે બ્રેસલેટ અને વીંટી બતાવેલી, પણ છેડા વિષે તે કાંઇ બોલ્યા નં હતા. તેના હાથમાં છેડો હતો, પણ તે મ્હને બતાવ્યો નં હતો, જવાબદારે છેડો મને બતાવ્યો હતો એમ મેં પોલીસમાં લખાવ્યું નથી.

અત્રે મી. તાલીયારખાને પોલીસ સ્ટેટમેન્ટમાંની લાઇન વાંચી સંભળાવી હતી. જેમાં ફરિયાદીએ જણાવ્યું હતું કે, "જવાબદારે મ્હને બ્રેસલેટ, વીંટી અને સોનાનો છેડો બતાવ્યો."

સાક્ષીએ જણાવ્યું હતું, કે જવાબદારે ત્રીજોરી ખોલવા ટેબલ પરથી ચાવીનો જુમખો લીધો હતો. આ મ્હને બતાવવામાં આવતાં જુમખામાં તે ચાવી નં હતી.

સવાલ—તમો ડાર્ક રૂમમાં જવાને ગભરાયા નં હતા ?

જવાબ—હું શું કામ ગભરાઉં ?

પછી સાક્ષીએ જણાવ્યું હતું, કે મ્હને આંખ તપાસાવવાની નહિં હતી, હું આંખ તપાસાવવા ગઇ હતી, એમ મેં પોલીસને જણાવ્યું હતું નહિં.

અત્રે મી. તાલીયારખાને પોલીસમાં નોંધાયલા સ્ટેટમેંટની લાઇન વાંચી સંભળાવી હતી. અને ફરિયાદીએ જણાવ્યું હતું કે તમોએ જે કાંઇ વાંચ્યું છે તે ખોટું છે.

સાક્ષીએ જણાવ્યું હતું, કે ડાર્કરૂમમાં દાખલ થવાનો માર્ગ ખુલ્લો હતો. દરવાજો હતો કે નહિં, તે હું જાણતી નથી.

સવાલ- તમોને બ્રેસલેટ બતાવી, ત્યારે તમોએ કાંઇ કહ્યું ?

જવાબ--નહિંજી !

સવાલ--તે વખતે તમોને એમ લાગ્યું, કે તમોને લલચાવવા તે બતાવવામાં આવે છે ?

જવાબ—નહિં. મ્હને તે વખતે લાગ્યું કે, તેઓની રીતભાત કાંઈ સારી નથી, અને બઇરાને જોઇને અકડાયા કરે છે. ( હસાહસ )

**સવાલ**--તમોને ગમત પડી કે ગભરાયા ?

**જવાબ**--હું ગુપચુપ બેસી રહી હતી.

**સવાલ**--મને તે સાથે શું કરવું છે, એમ કોઇ વખત કહેલું ?

**જવાબ**--હા, વીંટી બતાવી તે વખતે કહેલું.

**સવાલ**--તમોને વીંટી બતાવી, તે વખતે તમો શું બોલેલા ?

**જવાબ**—" મ્હારા હાથ પર વીંટી છે, તે જોતા નથી ? શું જોઇને બોલ્યા કે, આટલી વીંટી નહિ સ્વીકારો ? "

મ્હને વીંટી બતાવી ત્યારે ખચીતજ ગુસ્સો ઉપજ્યો હતો.

**સવાલ**—ત્યારે તમો બેસી શું કામ રહ્યા ?

**જવાબ**- મેં કહ્યું કે, વીંટી ફેંકી દીઓ, કે તરતજ તે મ્હને વલગી પડયા, તે પછી ચાલી કેમ જાઉં ?

આગળ જતા સાક્ષીએ જણાવ્યું હતું, કે જેવી હું ઉભી થઇ, કે જવાબદારે મ્હને ખુરશી પર બેસાડી દીધી. હું તેઓને હડસેલો મારી શકી નં હતી. તેઓ બધું સામટું બોલી ગયા હતા, કે "ડાર્લીંગ ગુસ્સે ન થા. એવી ૧૭ વીંટીઓ હોય તો શું ?" અને તે એટલા જલદીથી વળગી પડશે, એમ હું શું જાણું ! હું ગુસ્સે થઇને ઉઠવા જતી હતી. તેટલામાં તરતજ તેઓ વળગી પડયા હતા. તે વખતે મ્હને લાગ્યું હતું, કે તેઓ સારી રીત ચલાવતા નં હતા. "ડાર્લીંગ" કહ્યું તે વખતે પણ મ્હને ગુસ્સો ઉપજયો હતો.

**સવાલ**—પણ તે વખતે કાં નહિ ચાલી ગયા?

**જવાબ**—પણ હું ગાફલ બની બેસી રહી, કે એઓ શું બકબક કરે છે?

**સવાલ**—બુમ મારવાનું નહિં સુઝયું?

**જવાબ**—નહિં!

**સવાલ**—ખરી વાત તો એ છે, કે તેઓ કાંઇ બોલ્યા ન હતા, યા કાંઇ ઝવેરાત બતાવ્યું ન હતું?

**જવાબ**—નહિં, તેઓ બોલ્યા હતા, અને ઝવેરાત બતાવ્યું હતું.

અત્રે મી. તાલીયારખાંને કોર્ટને જણાવ્યું હતું, કે સાક્ષીની રીતભાત ધ્યાનમાં લેવી, અને જે બાહોશીથી જવાબ આપે છે, તે ધ્યાનમાં રાખવી.

મી ફોરબસ--કોર્ટે પણ મી. તાલીયારખાન ફરિયાદી તરફ કેવી રીતે વરતે છે, તે ધ્યાનમાં લેવું.

મી તાલીયારખાન--મી. ફોરબસને બોલવાની કાંઈ પણ સત્તા નથી.

અત્રે તેઓ બન્ને વચ્ચે સહેજ ટપાટપી થઇ હતી.

સાક્ષીએ જણાવ્યું હતું, કે મ્હારો હાથ પકડી અને મ્હોડા પર હાથ મુકીને જવાબદારે મ્હને "કીસ" કરી હતી.

(અત્રે ફરિયાદીએ તે બનાવ વર્ણવી બતાવ્યો હતો.)

સાક્ષીએ જણાવ્યું હતું, કે જવાબદારે મ્હારૂં મ્હોડું મજબુત રીતે પકડી રાખ્યું હતું, અને મેં "કીસ" કરતા અટકાવવા

જવાબદારને લાતો મારી હતી. તેણે લગભગ ૧૦ થી ૧૫ મિનીટ સુધી મ્હને એવી રીતે પકડી રાખી. મેં માત્ર પગથી અફાળઝીક કરી હતી. તે પછી જવાબદારે મ્હારા હાથ છોડી દીધા. હાથથી મેં તેને લપડાકો તથા લાતો મારી. મેં તેને નખો માર્યા નં હતા.

**સવાલ**--કાં નહિ માર્યા ?

**જવાબ**--મ્હને ખ્યાલ નહિં આવ્યો.

**સવાલ**--બુમ કાં નહિં મારી ?

**જવાબ**—તેણે મ્હોડું મજબુત દાબી રાખેલું,

**સવાલ**—લાત મારવાનું કેટલો વખત ચાલુ રાખ્યું ?

**જવાબ**—ચોકકસ ટાઇમ યાદ નથી.

**સવાલ**—હાથ છુટા થયા પછી લાત મારેલી ?

**જવાબ**--હા.

**સવાલ**--કેટલો વખત ચાલુ રાખી ?

**જવાબ**—પાંચ મિનીટ સુધી.

**સવાલ**- તે પછી એક હાથે મ્હોડું દાબ્યું, અને બીજા હાથે શરીર સાથે ન છાજતી છૂટ લીધી ?

**જવાબ**--હા.

**સવાલ**—તમારા બે હાથ છૂટા હતા, તો પછી જવાબદારને અટકાવ્યા કાં નહિ ?

**જવાબ**—મેં હાથની અફાળ મારી, પણ તેના જોર આગળ મ્હારૂં જોર શું ?

સવાલ—તે વખતે ગુસ્સામાં નખો મારેલા ?

જવાબ—નહિં.

સાક્ષીએ જણાવ્યું હતું, કે તે પછી હું હડસેલો મારીને બહાર નીકળી પડી. આગળ મેં હડસેલો નહિં મારેલો હતો; કારણ કે હું ગભરાઇ ગઇ હતી, અને તેણે મ્હને ભીંત સાથે દાબી રાખી હતી. આ અપછાડપછાડ છતાં, મ્હારા હાથ પરના ચીતલ ભાંગી ગયા નં હતા.

સવાલ—તમોએ આ બધી વાત કરી છે તે હડહડતું જુઠાણું છે ?

જવાબ—નહિંજી. તદ્દન સાચી વાત છે.

સાક્ષીએ જણાવ્યું હતું, કે મ્હારા કપડા ફાટયા નહિં હતા. તેમજ ઘડિયાળ પણ ભાંગી ગયું નં હતું. હું બહાર નીકળી પડી, ત્યારે મેં બુમ પાડી નં હતી; કારણ કે હું ગભરાઇ ગઈ હતી.

સવાલ—તમોએ જવાબદારને "હજામ" કહ્યો, ત્યારે તમો શુધ્ધિમાં હતા ?

જવાબ--હા.

સવાબ--તો પછી બુમ કાં નહિ પાડી ?

જવાબ--પરાયા માણસોને ભેગાં કરી મ્હારી શરમ શું કામ ખોઉં ?

સવાલ--તમોએ જવાબદારને "ગધેડો" અને "હજામ" કહેલો ?

જવાબ--નહિંજી ! મેં તો ફકત તેને 'હજામ" કહેલો ! (હસાહસ)

સવાલ--તમોએ " Ass " કહેલો ?

જવાબ--નહિં.

**સવાલ**--ત્યારે પોલીસ આગળ "Ass" બોલેલા એમ કાં લખાવ્યું?

**જવાબ**—મેં કાંઇ લખાવ્યું નં હતું.

સાક્ષીએ જણાવ્યું કે, હું પોલીસ આગળ કહેલી બીના વીસરી જતી નથી.

**સવાલ**—તમો એમ બોલ્યા હતા, કે "મ્હારો ભાઇ આવીને ખબર લેશે?"

**જવાબ**—હા.

**સવાલ**—તમારો ભાઇ કેટલી ઉમરનો છે?

**જવાબ**—નાનો ૧૨ વરસનો છે. તે વખતે જે મ્હોડામાં જે કાંઇ આવ્યું તે હું બોલી પડી હતી.

સાક્ષીએ જણાવ્યું હતું, કે જવાબદારની દુકાનની કોઇએ પણ ભલામણ કરી નં હતી, પણ કાલબાદેવીની "બારટન" ની દુકાનની મ્હારાં માતાને કોઇએ ભલામણ કરી હતી. મ્હારા પિતા અમારી સાથે રહે છે.

**સવાલ**—તેઓ કુટુમ્બથી જુદા રહ્યા છે?

**જવાબ**—કોઇ પણ વખત નહિં.

**સવાલ**--દુકાનની બાજુમાં અગ્યારી છે?

**જવાબ**—હા.

**સવાલ**--દુકાનની બહાર આવ્યા, ત્યારે લોકો ફુટપાથ પરથી પસાર થતા હતા?

**જવાબ**—હશે! હું એટલી ગભરાયલી, કે લોકોને ક્યાં જોવા બેસું.

**સવાલ**--દુકાનથી થોડે દુર પોલીસ રહે છે, તે જાણો છો?

**જવાબ**--નહિં.

**સવાલ**--જવાબદારે આવી ચાલ ચલાવી, ત્યારે તે વખતે તેને સજા કરાવવા તમો આતુર હતા?

**જવાબ**--હાજી.

**સવાલ**--તો પછી અગીયારીમાં જઇ લોકોને કાં નહિં કહ્યું?

**જવાબ**--મ્હને ખરાબ લાગ્યું.

**સવાલ**--હાલમાં કોર્ટમાં આવીને કહેતાં શરમ નથી લાગતી?

**જવાબ**--શરમ તો બહુજ લાગે છે, પણ લાચારીએ આવીને કહેવું પડે છે

**સવાલ**--આ તમો પહેલીજવાર અદરાયા છો?

**જવાબ**--હા. સોળ વરસની ઉમરમાં કેટલાકો સાથે અદરાઉં? (હસાહસ)

**સવાલ**--તમારી ઉમર ૨૦ વરસની કહું, તો તમો અજાયબ થશો?

**જવાબ**--હા!

અત્રે મી. તાલીયારખાને એક જન્મનું સર્ટીફીકેટ રજુ કર્યું હતું, જે મુજબ ફરિયાદીનો જન્મ તા. ૨૮ મી મે ૧૯૦૯ માં થયો હતો.

**સવાલ**--સર્ટીફીકેટ મુજબ તો તમારૂં ૨૦ મું વરસ ચાલે છે?

**જવાબ**—મ્હારી ઉમર તો સોળ વરસની છે.

**સવાલ**—ડો. બારટનની દુકાનના મી. ફ્રેન્સીકાને બતાવી શકશો ?

**જવાબ**--હા.

**સવાલ**—હિંદુ નોકરને કોઇ પણ વખત નહિં જોયેલો ?

**જવાબ**—એક પણ વખત નહિં.

**સવાલ**—દુકાન છોડતાં પહેલાં મી. ફ્રેન્સીકાને જોયેલો કે નહિં.

**જવાબ**—નહિં.

**સવાલ**—તમો દુકાન પર ગયા, તે વખતે બે ભાટીયા અને એક પારસી ગ્રાહક હતા ?

**જવાબ**—મુદ્દલજ નહિં.

સાક્ષીએ જણાવ્યું હતું, કે મેં શો-કેસોમાંની ફ્રેમો જોઇ હતી. દુકાનમાં કોઈ ફીરંગી યા બીજો ગ્રાહક હતોજ નહિં. શો-કેસમાંથી ઉંચકીને ફ્રેમ પહેરી જોઇ નં હતી. જવાબદારે મ્હારા માપની ફ્રેમ ક્હાડી પહેરાવી હતી એ વાત ખોટી છે. મેં ફ્રેમને હાથ લગાડયો નથી. દુકાનમાં બેસવા સિવાય મેં કશું કર્યું નથી.

**સવાલ**—જવાબદારે ફ્રેમ પહેરાવી, તે વખતે તેનાં આંગળાં તમારા ગાલને લાગી ગયા હતા ?

**જવાબ**--મ્હને એઓએ ફ્રેમ પહેરાવીજ નથી. અંદર આંખ તપાસવા લઇ ગયા તે વખતે હાથ લાગેલો.

**સવાલ**--તમો વિઝીટર્સ યા ડાર્ક રૂમમાં ગયેલાજ નહિં ?

**જવાબ**—હું ગયેલી.

**સવાલ**—આગલા ભાગમાં ખુરશીઓ હતી ?

**જવાબ**—નહિં, શો-કેસીસ સિવાય બીજું કાંઇ હતું નહિ. બહારના ઓરડામાં ખુરશીઓ હતી નહિ, તે મેં બરાબર જોયેલું.

**સવાલ**--તમોએ ઘેર જઇ માતાને વાત કહી, તે પહેલાં કોઇને ફરિયાદ કરેલી ?

**જવાબ** -નહિં.

**સવાલ**—ગાલને હાથ લાગવા સિવાય બીજી જે વાત કહી છે, તે તદ્દન ખોટી છે એમ હું કહું છું.

**જવાબ**—નહિંજી તદ્દન ખરી છે.

**સવાલ**--તમો માતાના શીખવવાથી આ આક્ષેપો મૂકો છો ?

**જવાબ**—નહિંજી. એમાં શીખવવાનું શું છે? એ તો બનેલો બનાવ છે.

## સાક્ષીની ફરી તપાસ.

મી. થાણાવાલાની ફરી તપાસમાં સાક્ષીએ જણાવ્યું હતું, કે તા. ૧૬-૧૭ કે ૧૮ મીએ હું કાલબાદેવીની "બારટન" ની દુકાનમાં ગઇ નં હતી. તે દુકાન મેં જોઇ નથી. આ મ્હને બતાવવામાં આવતી સર્ટીફીકેટ પર પ્રીન્સીપલ મી. બનાજીની સહી છે.

આ સર્ટીફીકેટમાં ફરિયાદીની જન્મ તારીખ ૧ લી મે ૧૯૧૨ જણાવવામાં આવી હતી. તે મુજબ ફરિયાદીની ઉમર ૧૬ વરસની ગણી શકાય.

અત્રે મી. થાણાવાલાએ જણાવ્યું હતું, કે હું ફરિયાદીના જન્મની રજુ થયેલી સર્ટીફીકેટના સંબંધમાં કાંઇ પણ ગેરસમજુતી હોય, તો તે ફરિયાદીના માતાને પૂછીને દુર કરવા માગું છું. મ્યુનીસીપાલીટી તરફથી આપવામાં આવેલી સર્ટીફીકેટમાં કાંઈ જન્મ લેનાર બાળકનું નામ હોતું નથી માત્ર "છોકરો" યા "છોકરી" જણાવવામાં આવે છે. એટલે સામા પક્ષ તરફથી રજુ કરવામાં આવેલ સર્ટીફીકેટ ફરિયાદી પહેલાંના બાળકનું પણ હોય. હું ફરિયાદીની માતાને પૂછી ગુંચવાડો દુર કરવા માગું છું.

મી. તાલીયારખાન—અમો બરાબર તપાસ કરીશું.

ફરિયાદીની માતા મીસીસ સુનાબાઇએ જણાવ્યું હતું, કે મ્હારી દીકરીએ ૧૬ વરસ પુરા કર્યા છે, અને ૧૭ મું વરસ ચાલે છે.

## મીસીસ સુનાબાઈના ઉલટપાલટ તપાસ.

મી. તાલીયારખાનના ઉલટ પાલટ તપાસમાં મીસીસ સુનાબાઇએ જણાવ્યું હતું કે મ્હારી દીકરી એમીનો જન્મ ૧૯૧૨ માં થયો હતો. ૧૯૦૯ માં એક દીકરી જન્મી હતી. અને સવા મહિનાની થઇ ગુજરી ગઇ હતી. હાલમાં બે ફરજંદો હયાત છે. ફરિયાદી અને એક દીકરો. મ્હારા ધણી ગોદીમાં ગેટકીપર છે, અને હાલમાં રૂ. ૯૫ લાવે છે. બે મહિનાની વાત પર પૂછયું ત્યારે તેઓએ મ્હને પોતાનો પગાર કહેલો. તેઓ હંમેશાં સાથે રહે છે. તેઓ કોઇ પણ વખત જુદા રહ્યા નથી.

**સવાલ—**ઘરનો ખરચ શામાંથી ચાલે છે?

**જવાબ**--પગાર અને હું પોતે કમાઉં છું તે પરથી.

સાક્ષીએ જણાવ્યું હતું કે હું "કરતી" વણીને કમાણી કરૂં છું. ધંધાને માટે પાંચ છ વરસથી તે વણું છું. હું ભરવા સીવવાનું કામ પણ કરૂં છું. હાલના ઘરમાં છેલ્લા એક વરસ થયા રહું છું, અને તે પહેલાં બાજુના બ્લોકમાં રહેતી હતી. તે પહેલાં ખેતવાડી અગીયારી લેનમાં પોતાના ઘરમાં રહેતી હતી. હું ભાયખાલા રહેતી હતી નહિં. હું નાદીરશાહ હોરમસજી દાદાભાઇ નામના શખ્સને ઓળખતી નથી.

અત્રે નાદીરશાહ હોરમસજી દાદાભાઇને કોર્ટમાં હાજર કરવામાં આવ્યા હતા. તેને જોઈ સાક્ષીએ જણાવ્યું હતું, કે મેં આ પારસીને કદી જોયો નથી.

**સવાલ**—તમો જરબાઈ મીસ્ત્રીને ઓળખો છો?

**જવાબ**—નહિં.

અત્રે આ જરબાઇ મીસ્ત્રીને બતાવવામાં આવ્યા. તેણીને જોઇ સાક્ષીએ જણાવ્યું હતું, કે હું આ બાઇને ઓળખતી નથી.

સાક્ષીએ જણાવ્યું હતું, કે કેટલીક ચીજો ખરીદવા હું મ્હારી દીકરીને બહાર એકલી મોકલું છું. મેં કાલબાદેવીની દુકાન પર જવા કહ્યું હતું. હું કોટની દુકાન જાણુતી નં હતી. પહેલાં ચશ્મા "બેનસન"ની દુકાનમાં બનાવેલા હતા, પણ તે મોંઘા પડયા તેથી કાલબાદેવીની "બારટન" ની દુકાન પર જવા કહેલું. કોટની "બારટન"ના દુકાનમાં બે વખત ગયેલી. મી. ફ્રેન્સીકાને રવિવારે જોયેલો, પણ સોમવારે તો ઘાટીના પોરીયાને જોયેલો, મ્હારી દીકરીએ ફરિયાદ

કરી, તેથી હું બારટનની દુકાન પર ગઇ હતી. હું ગુસ્સે થયલી હતી. તેથી મ્હને ચશ્મા જોઇતા નં હોતા, પણ મેં નંબર પાછો માગ્યો હતો. ડાકટરે નંબર લાવી આપ્યો, અને પછી મેં ટાહેલાં કરીને કહ્યું, કે નાનાં છોકરીનેજ ચીન અને વિલાયત લઇ જશો, કે મ્હને બી લઇ જશો ? મ્હને કાંઇ જવેરાત બતાવશો, હું તો જોઉં ? હું જેવું બોલી રહી, કે જવાબદાર ગરપ દઇને અંદર ભરાઇ ગયો. હું અંદર નહિં ગઇ. કારણ કે, તેણે મ્હારી દીકરી સાથ ચલાવેલી ચાલ પછી, તેનો ભરોંસા શું ? મ્હારો ઇરાદો બાજુના દુકાનદારને કહી ફજેતો કરીને ચાલી જવાનો હતો હું બાજુના દુકાનદારને કહેતી હતી, તે વખતે લોકો જમા થયા હતા. જવાબદારે મ્હને એક કલાક થોભવા કહ્યું હતું એ વાત ખરી છે, પણ મેં કહ્યું કે ચશ્મા જોઇતા નથી; મ્હને નંબર પાછો આપો. મેં પોલીસ આગળ જુબાની આપી છે, અને તેજ મુજબની હું કોર્ટમાં આપું છું. યુરોપ અને ચીન લઇ જવાની તથા જવેરાતની વાત મેં પોલીસને કહી હતી પોલીસે નહિં લખ્યું, તે કોણ જાણે.

અત્રે મી. તાલીયારખાને સ્ટેટમેંટમાંથી કોર્ટનું ધ્યાન ખેંચ્યું, કે તેણીએ કાંઇ કહ્યું નથી.

સાક્ષીએ જણાવ્યું હતું, કે ફકત ચશ્મા લાવવાના હતા, આંખ તપાસવાની હતી નહિં એમ મેં મ્હારી દીકરીને મોકલતી વખતે કહ્યું હતું. મેં પોલીસને એમ જણાવ્યું નં હતું, કે મેં મ્હારી દીક-રીને આંખ તપાસાવવા અને ચશ્મા લાવવા મોકલી હતી.

અત્રે મી. તાલીયારખાને સ્ટેટમેંટ વાંચી હેરફેર જુબાની ટાંકી બતાવી હતી.

**સવાલ**—તમોએ બારટનને એમ નહિં કહેલું કે "શું તમો બેરાંઓને ચશ્મા પહેરાવતા તેઓના ગાલોને હાથ લગાડો છો કે?"

**જવાબ**—મેં એમ કહ્યું હતુંજ નહિં.

**સવાલ**—ડોકટર સાંભળી ગુસ્સે થઇ બોલ્યા કે "શું બોલો છો? તમારી મકદુર શું?"

**જવાબ**—નહિં. તેઓ એક બોલ પણ નહિં બોલેલા. તેઓ અંદર નાશીજ ગયા (હસાહસ)

**સવાલ**—તમોએ કહ્યું કે. "મ્હારી દીકરીએ કહ્યું તેથી કહું છું," અને જવાબદારે એમ નહિં કહેલું, કે "તમારી દીકરીને મ્હોડા પર લઇ આવો?"

**જવાબ**—મુદલજ નહિં, તેઓ કાંઇ બોલ્યા નં હતા.

**સવાલ**—તેણે ગુસ્સાથી પ્રીસક્રીપ્શન ફેંકી ચાલી જવાને કહ્યું?

**જવાબ**—નહિ. તેઓએ હાથમા પ્રીસક્રીપ્શન મૂકયું અને હું ચાલી ગઇ.

બાદ વધુ તપાસ મુલતવી રહી હતી.

## ડો. બારટનનું બચાવનામું.

સોમવાર તા. ૨૩ મી જુલાઇએ સુનાવણી વખતે રાબેતા મુજબ કોર્ટમાં પચરંગી ગીરદી જામી હતી. પોલીસે તારી ફ્લાયક બંદોબસ્ત જાળવ્યો હતો.

શરૂઆતમાં મી. થાણાવાલાએ કોર્ટને અરજ કરી હતી, કે છેલ્લી સુનાવણી પછી કોર્ટે ડો. બારટનનાં દુકાનની પક્ષકારો સાથે જે મુલાકાત લઇ તપાસ કરી હતી, તેની નોંધ કોર્ટે લેવી.

મી. તાલીયારખાને જણાવ્યું કે, કોર્ટે ત્યાં જે કાંઇ જોયું હતું તેનીજ માત્ર નોંધ લેવાની છે.

કોર્ટે જણાવ્યું હતું કે હું તેવીજ નોંધ લઉં છું.

મી. તાલીયારખાને જણાવ્યું હતું, કે ફરિયાદ પક્ષના બાકી રહેલા સાક્ષીઓની ઉલટ પાલટ તપાસ કરવા હું માંગતો નથી. (આ સાક્ષીઓ મી. ચીચગર અને મી. સોહરાબ બામજી હતા.)

પછી મી. તાલીયારખાને જણાવ્યું હતું, કે ફરિયાદીએ કોર્ટમાં એવી મતલબની જુબાની આપી છે, કે પહેલાં પોંચીની વાત નીકળી હતી, અને તે પછી તેણી વિઝીટર્સ રૂમમાં ગઇ હતી; જ્યાં તેણીના ગાલને જવાબદારના આંગળા લાગી ગયા હતા, અને તે પછી તેણીએ ડાર્ક રૂમની વાત જણાવી હતી. પરંતુ તેણીનું સ્ટેટમેંટ વાંચતાં ડાર્ક રૂમમાંથી બહાર નીકળવા પછી પોંચીની વાત બનેલી માલમ પડે છે.

મેજીસ્ટ્રેટ—પોલીસ આગળ કરેલા સ્ટેટમેંટ પર તમો ટીકા કરી શકશો.

## બચાવનામામાં આરોપનો ઇન્કાર.

તે પછી જવાબદારે પોતાનું લેખીત બચાવનામું મુક્યું હતું, જે તેઓના ધારાના હિમાયતી મી. તાલીયારખાને નીચે મુજબ વાંચી સંભળાવ્યું હતું:—

હું આંખનો સ્પેશીયાલીસ્ટ છું, અને લંડનમાં તાલીમ લઇ બ્રિટીશ ડીપ્લોમાથી ક્વોલીફાઇડ થયો છું, અને નાં૦ ૩૦૫ હોર્નબીરોડ પર "જે. બારટન" નામે અને અટકે છેલ્લા ૧૫ વરસ થયા ચશ્માના ડોકટર તરીકે ધંધો કરૂં છું. હું લંડન શહેરનો ફ્રીમેન છું, અને લંડનના શહેરનો શહેરી છું. ૧૯૧૧ થી લંડન શહેરનું છુટાપણું ધરાવું છું.

મ્હારી સામેનો આરોપ તદ્દન ખોટો છે, અને કાંઇ લાલચના હેતુઓ માટે ફરિયાદીની માતા તરફથી તે ખોટી રીતે ઉભો કરવામાં આવ્યો છે એમ હું ખરા દીલથી માનું છું, મ્હારી દુકાનમાં ફરિયાદી અને તેણીની માતા સાથ થયેલી વાતચીતને લગતી ખરી બીનાઓ નીચે મુજબ છે:—

તા. ૧૬ મી જુને ફરિયાદી એક યુવાન સાથે સાંજના ૬ વાગતે મ્હારી દુકાને આવ્યા હતા, ચશ્મા બનાવવાને પ્રીસક્રીપ્શન આપ્યું હતું. તેણે રીમલેસ ફ્રેમ પસંદ કરી હતી. મેં રવીવારે આવવાને જણાવ્યું હતું. મેં સાંજના આ ફ્રેમ અને કાચ માટેનો ઓર્ડર હાશમના નોકરને આપ્યો હતો, જે મ્હારા ગ્રાહકો માટે કાચો બનાવે છે. રવિવારે શું બન્યું, તે હું જાણતો નથી; કારણ કે તે દિવસે હું દુકાનમાં હતો નહિં.

સોમવાર તા. ૧૮ મી જુને સવારના ૧૦—૩૦ અને ૧૧—૦ વાગતાની વચ્ચે હું દુકાને ગયો, ત્યારે મેં બે વાણીયા અને એક પારસી ગ્રાહકોને રાહ જોતા જોયા પહેલાં મે હિન્દુ ગ્રાહકોની આંખ તપાસી અને આંખને બંધબેસતા ચશ્મા આપ્યા, અને મ્હારા મદદનીશ મી. ફ્રેન્સીકાને કાચ ઘસવાને આપ્યા જે કામ દુકાનમાં થાય છે. તે અરસામાં પારસી ગ્રાહક દુકાનમાં ખુરશી પર બેઠેલા હતા. હું પારસી ગ્રાહકને પૂછવા જાઉં, તેટલામાં ફરિયાદી આવી પુગ્યા. તેણીને થોભવાનું કહેતાં, તેણી દુકાનમાં ખુરશી પર બેઠા હતા. તે પછી મેં પારસી ગ્રાહક સાથ વાત કરી, અને મ્હારા મદદનીશને એક કાચ ઘસીને ચશ્મામાં

એસડા આપ્યો. મેં તે પછી ફરિયાદીને જણાવ્યું, કે તેણીના ચશ્મા તૈયાર નં હતા, તેથી સાંજના લેવા આવવું. મેં તેણીને જણાવ્યું, કે મ્હારા કારખાનામાંથી તે ચશ્મો મળ્યો નં હતો, અને ફરિયાદીએ કારખાનામાં તપાસ કરવાને મને કહ્યું. અને જણાવ્યું કે મને જવાબ મળશે ત્યાં સુધી તેણી થોભશે. આ ઉપરથી મેં તરતજ મારા છોકરાને કાલબાદેવી હાશમની દુકાને ચશ્મા લાવવા માટે ટ્રામમાં દોડાવ્યો, ફરિયાદી ખુરશી પરથી ઉઠીને શો-કેસમાં ડોકયાં કરતા દુકાનમાં લટાર મારવા લાગ્યા. ચશ્માની કેટલીક ફ્રેમો, જે મેં વાણીયા ગ્રાહકો માટે પસંદ કરી લેવાને બહાર કહાડી હતી, તે શો-કેસની બહાર પડેલી હતી, ફરિયાદીએ તેમાંથી એક ફ્રેમ ઉંચકી અને પોતાના ચહેરા પર પહેરવાની કોશીશ કરી, મને જણાવ્યું કે તે કેમ બેસે છે, તે, જોવા માગે છે. મેં તેણીને કહ્યું કે હું બંધબેસ્તી આપીશ, અને શો-કેસમાંથી એક ફ્રેમ કહાડી તેણીના ચહેરા પર બેસાડી; જેમ કરતાં મ્હારાં આંગળાં તેણીના ગાલોને લાગી ગયાં હતાં. તેણીએ કહ્યું, કે તે ફ્રેમ પસંદ પડી હતી, પણ ભાવ જાણતાં તેણીએ કહ્યું, કે તેણીના ગજવાને પાલવે નહિ; અને બીજા શો-કેસીસ તરફ લટાર માર્યા પછી તેઓ પાછા બેસી ગયા હતા. આ વખતે વાણીયા ગ્રાહકો વિઝીટર્સ રૂમમાં મ્હારી લખવાની ટેબલ સામે બેઠા હતા, અને પારસી ગ્રાહક ઓરડામાં દાખલ થવાના માર્ગ નજીક દુકાનમાં બેઠા હતા, કે જ્યાં મ્હારી લખવાની ટેબલ છે. આ સઘળો વખત મ્હારો મદદનીશ મી. ફ્રાન્સીકા ,ડાર્ક, રૂમમાં કામ કરતો હતો. ચશ્મો તૈયાર થતાં વાણીઆ ચાલી ગયા હતા. થોડો વખત પછી મ્હારો છોકરો એવો સંદેશો લઇ આવ્યા, કે હાસમના કુટુમ્બમાં મરણ થવાથી,

રવિવારે દૃકાન બંધ રહેલી હોવાના સબબે ચશ્મા તૈયાર થયો નં હતા. છોકરાએ રીપલેસ ફ્રેમ સાથનું એન્વલપ મ્હને આપ્યું હતું. તે પરથી ફરિયાદીએ જણાવ્યું, કે તેણી સાંજના આવશે, અને "સાહેબજી" કરી ચાલી ગયા.

ફરિયાદી દુકાનમાં હતા તે વખતે સવારના આટલુંજ બન્યું હતું. મેં તેણીની આંખો તપાસી ન હતી. ખરૂં તો એ છે, કે તેણી વિઝીટર્સ રૂમ યા તો આંખ તપાસવાના ઓરડામાં મુદ્દલજ દાખલ થયા ન હતા. મેં તેણીના શરીર સાથ અઘટીત છુટ લીધી હતી, એ સદંતર ગલત છે. હું કહું છું, કે તે મતલબના તેણીએ કરેલા દરેક અને સઘળા આક્ષેપો ખોટા અને બનાવટી છે.

## બપોરના શું બન્યું.

બપોરના ૧—૩૦ વાગતાના સમારે એક બાનુ જે ફરિયાદીના માતા છે એમ હાલમાં હુ જાણવા પામ્યો છું, તે મારી દુકાને આવ્યા હતા. તેણે ચશ્મા માગતાં, મેં તેને જણાવ્યું કે, તૈયાર ન હતા, અને સાંજના મંગાવી લેજો. તે પછી તેણી એકાએક બોલ્યા "શું તમો બચ્ચાંઓને ચશ્મા પહેરાવતાં તે લોકોના ગાલોને હાથ લગાડો છો કે ?" આ ઉપરથી મ્હને ખીજવાટ લાગ્યો અને કહયું, કે "આ તમો શું બકો છો ? તમો શું કહેવા માંગો છો ? તમારી મકદુર શું કે તમો આ પ્રમાણે બોલો ?" તે બોલ્યા, "હું કહું છું. કારણ કે મ્હારી છોકરીએ મ્હને કહયું." મેં તેણીને ગુસ્સે થઇને કહયું કે "લઈ આવો તમારી છોકરીને અહીંયા મ્હારા મ્હોઢા ઉપર—તમારે શરમાવું જોઈએ. લ્યો આ તમારો નંબર અને મ્હારી દુકાનમાંથી એકદમ ચાલી જાઓ." એમ કહી મેં તેણીના અંગપર પ્રીસક્રીપ્શન

કેં કયું. આ ઉપરથી ફરિયાદીના માતા ડઘાઇ ગયેલા લાગ્યા, અને પ્રીસક્રીપ્શન ઉંચકી લઈ તે બોલ્યા, "આજ તમારો જવાબ? બસ એજ કે? વારૂ, હું બી તો ખરી કે હું જોઇ લેવશ." તે કાંઇ બડબડતાં ચાલી ગયા. તે પછી લોકોનું ટોળું દુકાન નજીક જમા થવા લાગ્યું. ટોળું દુકાનમાં આવ્યું, અને તેઓમાં બે ગૃહસ્થો હતા; જેઓને હવે હું મી. ચીચગર અને મી. બામજી તરીકે ઓળખું છું. શું બન્યું હતું તે વિષે તેઓ મ્હને પૂછવા લાગ્યા. દુકાન આગળ ટોળું થવાથી, હું બહુ ખીજવાયો હતો, તેથી મેં મી. ચીચગર અને મી. બામજી હતા, તે વખતે કહયું કે જો ટોળાને વીખેરી નાખવામાં આવે તો મ્હારી અને ફરિયાદીની માતાની વચ્ચે શું બન્યું હતું, તે હું કહીશ, પણ ટોળું વધવા લાગ્યું, અને મી. ચીચગર તથા મી. બામજી ચાલતા થયા.

હું કહું છું કે મ્હારી સામે મૂકાયલા આરોપના સબંધમાં હું તદ્દન નિર્દોષ છું. મેં ફરિયાદીને વિઝીટર્સ રૂમમાં બેસાડી હતી, એ વાત ખોટી છે. મેં ડાર્ક રૂમમાં યા બીજી જગાએ તેણીની આંખો તપાસી હતી, એ પણ ખોટું છે મેં ત્રીજોરી ખોલી તેણીને દાગીના દેખાડયા હતા, એ પણ ખોટી વાત છે હું કાંઇ જવેરાત અને દાગીના વેચવાનો ધંધો કરતો નથી, અને ત્રીજોરીમાં રાખતો નથી. મેં તેણીને "કીસ" કરી હતી અથવા તેણીના શરીર સાથે અઘટીત છુટ લીધી હતી, એ પણ ખોટી વાત છે. હું તેથી અરજ કરૂં છું, કે મ્હને મ્હારી સામે મેલાયેલા આરોપમાંથી મૂકત કરવો.

## બચાવ પક્ષના સાક્ષીના જુબાની.

મી. તાલીયારખાનની તપાસમાં મી. હાસમ હુસેને જણાવ્યું હતું

કે, હું ચશ્મા વેચવાનો ધંધો કરૂં છું, અને તે આપીકો ધંધો છે. "જનરલ ઓપટીકલ કમ્પની" ના નામે આ ધંધો કાલબાદેવી પર કરૂં છું. હું પ્રે. જહાંગીર બારટનને ઓળખું છું, જે અહિં આ કેસમાં જવાબદાર છે. હું તેઓને ૨૦ વરસ થયા ઓળખું છું. મ્હને જવાબદાર સાથે ધંધાનો સબંધ છે. હું તેઓને ચશ્માનો સામાન પુરો પાડું છું. હું સીલંડ્રીકલ, કમ્પાઉન્ડ અને બધી જાતના કાચ તઈયાર કરૂં છું. જવાબદાર મ્હારી દુકાને કાચો તઈયાર કરાવે છે. તા. ૧૬ મી જુનનો દિવસ મ્હને યાદ છે. તે દિવસે મ્હને જવાબદાર તરફથી એક રીપલેસ સીલંડર ગ્લાસ માટેનો ઓર્ડર મળ્યો હતો, અને ફ્રેમ મોકલવામાં આવી હતી. આ મ્હને બતાવવામાં આવતી ફ્રેમને મલતી આવતી તે ફ્રેમ હતી. મ્હને રવિવારે તઈયાર કરી રાખવાને જણાવવામાં આવ્યું હતું. તા. ૧૬ મી જુને સાંજના ૬ થી ૭ વાગતે આ ઓર્ડર મ્હને મળ્યો હતો. બીજે દિવસે કુટુમ્બમાં મરણ થવાથી હું તે કામ તઇયાર કરી શકયો ન હતો. રવિવારે મ્હારી દુકાન બંધ હતી. સોમવારે જવાબદારનો ઘાટીનો છોકરો સવારના ૧૧ યા ૧૧-૩૦ વાગતે મ્હારી દુકાને આવ્યો હતો. તેણે જણાવ્યું હતું, કે ગ્રાહક દુકાનમાં ખોટી થતું હતું, માટે જલદીથી ચશ્મો આપવો.

અત્રે સાક્ષીએ બાબુ રાજુને તે છોકરા તરીકે ઓળખાવ્યો હતો.

સાક્ષીએ જણાવ્યું હતું, કે મ્હારા કારીગરો આવ્યા નથી, અને તાકીદનું કામ હોવાથી બહાર કરાવી લેવું. મેં એક કવરમાં તે ફ્રેમ અને ચીઠી મૂકી છોકરાને આપી

અત્રે સાક્ષીએ ભાઇની દીકરીના મરણની મ્યુનીસીપાલીટી તરફથી સર્ટીફીકેટ રજુ કરી હતી.

મી. નાલીયારખાને તે પુરાવા તરીકે મૂકી હતી.

સાક્ષીએ જણાવ્યું હતું, કે તા. ૧૬ મીએ સાંજના મ્હારો છોકરો જવાબદારની દુકાને કાંઇ કામકાજ પૂછવા ગયો હતો તે વખતે છોકરાને ઓર્ડર આપવામાં આવ્યો હતો. કાંઇ કામકાજ હોય તો પૂછવા હું કોઇ વખત જવાબદારની દુકાને જાઉં છું યા છોકરાને મોકલાવું છું.

## સાક્ષીની ઉલટપાલટ તપાસ.

મી. થાણાવાલાની ઉલટપાલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું હતું, કે મ્હારી ઉમર ૪૨ વરસની છે. કોઇ ગ્રાહક ચીઠી મોકલે તેનો ઓર્ડર લેવાનો રીવાજ છે. જવાબદારે ચીઠી મોકલી હતી.

**સવાલ**—એ ચીઠી રજુ કરશો ?

**સાક્ષી**—તે તો સોમવારે ફ્રેમ સાથે પાછી મોકલી આપી હતી

**સવાલ**—સોમવારે ચીઠ્ઠી મોકલી તેજ આ ચીઠ્ઠી ?

**જવાબ**—નહિં તે તો જુદી હતી.

સાક્ષીએ જણાવ્યું હતું, કે સોમવારે ફ્રેમ પાછી મોકલતી વખતે મેં બે ચીઠીઓ મોકલી હતી. હું ઓર્ડરની નોંધ રાખતો નથી

**સવાલ**—તો પછી તૈયાર કરેલા ઓર્ડરના પૈસા કોણ પાસેથી લેવા તે કેમ સમજો ?

**જવાબ**—તૈયાર કરેલા માલનું બીલ તૈયાર કરી, તેની નકલ રાખવામાં આવે છે.

સાક્ષીએ જણાવ્યું હતું, કે જવાબદારે મ્હને ઓર્ડર આપ્યો હતો, તે દેખાડવા માટે મ્હારા સખુન શિવાય બીજો કશો પુરાવો નથી. ઓર્ડર બજાવ્યા પછી બીલ તૈયાર કરવામાં આવે છે. મ્હારો અબ્દુલ રહેમાન નામનો નોકર ઓર્ડર લઇ આવ્યો હતો. તે જવાબદારની દુકાને સાધારણ રીવાજ મુજબ ગયો હતો, અને તે ઓર્ડર લઇ આવ્યો હતો. મ્હારા ભાઇની દીકરી મરણ પામવાનો બનાવ તા. ૧૭ મીએ. બન્યો હતો. મ્હારૂં મગજ શાંત હતું નહિં, તેથી તે દહાડે ચીઠી અને ફ્રેમ પાછી મોકલી આપી ન હતી. તે દહાડે દુકાન ખોલી હતી નહિં. મ્હને જવાબદાર તરફથી ઘણા ઓર્ડરો મળે છે, જેના બીલોની નકલો મ્હારી પાસે છે. હું બીજા ગ્રાહકોના ઓર્ડર પણ બજાવું છું, અને માલ પૂરો પાડું છું. મેં ચીઠીમાં લખ્યું હતું, કે ભાઇની દીકરી ગુજર પામેલી હોવાથી કામ થયું નથી, માટે બહાર કરાવી લેવું.

સાક્ષીએ જણાવ્યું હતું, કે હું અને મ્હારો નોકર દહાડામાં બે વખત જુદા જુદા ગ્રાહકોને ત્યાં ઓર્ડર સારૂ પૂછતા ફરીએ છીએ. હું રાતના ૮ વાગતે દુકાન બંધ કરૂં છું, કારીગરો સાંજના ૬ વાગતે દુકાનપરથી ચાલ્યા જાય છે. સવારના ૯ વાગતે દુકાન ખોલું છું. અને ૧૧ વાગતે કારીગરો આવીને કામ પર લાગી જાય છે.

મી. તાલીયારખાનની ફરી તપાસમાં સાક્ષીએ બીલના ચોપડાઓ રજુ કર્યા હતા. અને બીલની કારબન કોપીઓ બતાવી હતી. તેમાંથી જવાબદારને પુરા પાડેલા માલ અને જવાબદારના બજાવેલા ઓર્ડરને લગતા બીલોની કારબન નકલો બતાવી હતી.

**કોર્ટ**—જવાબદારને દુકાન માટે જોઇતો સામાન, તમારી દુકાનેથી ખરીદે છે?

**સાક્ષી**—મોટે ભાગે મ્હારી પાસેથી ખરીદે છે.

**કોર્ટ**—દરરોજ સરેરાસ કેટલા ઓર્ડર મળે છે?

**સાક્ષી**—સરેરાસ બે થી ચાર, અને કોઇ વખત એક પણ નહિં.

**કોર્ટ**—તા. ૧૬ મીએ કેટલા ઓર્ડર મળેલા?

**સાક્ષી**—માત્ર એકજ ઓર્ડર મળ્યો હતો.

**કોર્ટ**—જવાબદારની દુકાનો મુંબઇમાં કેટલી છે?

**સાક્ષી**—જવાબદારની એક દુકાન છે, પણ મુંબઇમાં બારટનોની ત્રણ દુકાન છે.

**કોર્ટ**—આ બારટનની દુકાનો કોણની છે?

**સાક્ષી**—જવાબદારના ભાઇઓની છે.

**કોર્ટ**—દિવસના પાંચ છ ઓર્ડરો તમોને જવાબદાર તરફથી મલતા હતા, તેમાં જવાબદારના ભાઇ તરફના ઓર્ડરો પણ સમાઇ જાય છે?

**સાક્ષી**—પાંચ છ ઓર્ડરો જુદા જુદા ગ્રાહકો તરફથી મલતા હતા. જવાબદાર તરફથી દરરોજ એક બે ઓર્ડરો મલતા અને કોઇ વખત એક પણ ઓર્ડર મલતો ન હતો.

**કોર્ટ**—તમો કોણ તરફથી ઓર્ડરો મળે છે તેની નોંધ રાખવા ચોપડી રાખતા નથી?

**સાક્ષી**—મુદ્દલજ નહિં.

કોર્ટ—તો પછી મહીનાની આખેરીએ હિસાબનો મેળ કેમ રાખો છો?

સાક્ષી—જે બીલોના નાણાં આવે, તે દુકાનની આવકમાં જતા હતા.

## અબ્દુલ રહેમાન શું કહે છે?

મી તાલીયારખાનની ઉલટપાલટ તપાસમાં અબ્દુલ રહેમાન ઇસમાઇલે જણાવ્યું હતું, કે હું છેલ્લા સાક્ષીને ત્યાં નોકરી કરૂં છું અને ઓર્ડર લાવ લઇ જાવ કરવાનું કામ બજાવું છું. રૉ. જે. બારટન મ્હારા શેઠના ગ્રાહક છે. હું તેની દુકાને કાંઇ જોઇતું હોય તો પૂછવા જાઉં છું.

કોર્ટ—કેટલી વખત જાઓ છો?

સાક્ષી—બે ત્રણ દિવસે એક વખત જાઉં છું.

સાક્ષીએ જણાવ્યું હતું કે હું તા. ૧૦ મી જુને જવાબદારની દુકાને ચશ્મા આપવા ગયો હતો તે દિવસે જવાબદારે મ્હને એક ઓર્ડર આપ્યો હતો. તેણે મ્હને એક ફ્રેમ આપી હતી.

અત્રે સાક્ષીને રીપલેસ ફ્રેમ બતાવવામાં આવતાં, તેણે જણાવ્યું કે, આ તેજ ફ્રેમ હતી.

સાક્ષીએ જણાવ્યું હતું કે તે ફ્રેમ મેં મ્હારા શેઠને આપી હતી.

કોર્ટ—ફ્રેમ સાથે કાંઇ આપવામાં આવ્યું હતું?

સાક્ષી—ફ્રેમ સાથે કાગળ લપેટેલો હતો.

## સાક્ષીની ઉલટપાલટ તપાસ.

મી. થાણાવાલાની ઉલટપાલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું હતું કે તા. ૧૬ મીનો દિવસ યાદ રાખવાનું ખાસ કારણ નથી મ્હને તા. ૧૬ મીએ કહેવામાં આવ્યું, તેથી મેં તે દિવસ કહ્યો છે

**સવાલ**—એક દિવસ પછી, યા આગળ પણ હોય.

**જવાબ**—રીપલેસ ક્રેમ હતી, એટલે તા. ૧૬ મીનો દિવસ હતો.

**સવાલ**—તે દિવસે બીજા ઓર્ડરો મેળવેલા ?

**જવાબ**—નહિં. માત્ર એકજ ઓર્ડર સાંજના લાવેલો.

**સવાલ**—ઓર્ડર મેળવવા સાધારણ રીતે કેટલા વાગે જાઓ છો ?

**જવાબ**—તેનો નિયમ નથી.

**સવાલ**—હાસમને ત્યાં કેટલો વખતથી નોકરી કરો છો ?

**જવાબ**—ચારથી પાંચ મહિના થયા.

**સવાલ**—તે મુદતમાં જે. બારટનની દુકાનમાં કેટલો વખત જઈ આવેલા ?

**જવાબ**—આઠ દશ વખત ગયો હોઇશ.

સાક્ષીએ જણાવ્યું કે તા. ૧૬ મી પહેલાં હું જવાબદારની દુકાને ક્યારે ગયો હતો, અને ઓર્ડર મળ્યો હતો કે નહિં, તે મ્હને યાદ નથી.

**સવાલ**—તા. ૧૬ મી પછી ઓર્ડર લેવા ગયા છો ?

**જવાબ**—નહિં.

**કોર્ટ**—તમો એમ કહેવા માગો છો, કે હાસમનું કામ નિયમીત નથી કરતા ?

**જવાબ**—કામ કરૂં છું.

**કોર્ટ**—છેલ્લા પાંચ મહિના થયા દરરોજ દુકાને જાઓ છો ?

**જવાબ**—હા.

**કોર્ટ**—તમોને દરરોજ ઓર્ડર લેવા મોકલે છે?

**જવાબ**—કોઈ વખત.

**સવાલ**—તમો ખરી નોકરી કોણની કરો છો?

**જવાબ**—હું જાણતો નથી.

**કોર્ટ**—શું મળે છે?

**જવાબ**—મ્હને દરરોજ બે આના મળે છે.

## મી૦ ફ્રાન્સેકાની જુબાની.

મી૦ તાલીયારખાનની તપાસમાં મી. સી. બી. ફ્રાન્સેકાએ જણાવ્યું હતું. કે હું જવાબદારની દુકાનમાં છેલ્લા છ થી સાત મહિના થયા નોકરી કરૂં છું. મ્હને રૂ. ૮૦ નો પગાર મળે છે. દુકાનમાં કાચ ઘસવાનું, કાચ બેસાડવાનું, અને ગ્રાહકો તપાસવાનું કામ કરૂં છું. દુકાનમાં એક ઘાટીનો છોકરો રાજુ બાબા કામ કરે છે. તા. ૧૬ મી જુને સાંજના ૫ વાગતે હું દુકાનમાંથી બહાર ગયો હતો, અને એક કલાક પછી પાછો આવ્યો હતો.

**સવાલ**—તા. ૧૭ મી જુનનો દિવસ યાદ છે?

**જવાબ**—હા.

સાક્ષીએ જણાવ્યું હતું. કે તે દિવસે હું દુકાનમાં હતો. તે દિવસે બે પારસી બાઈઓ સાંજના ૫ ૩૦ વાગતે આવ્યા હતા.

અત્રે સાક્ષીએ ફરિયાદી અને તેણીની માતાને ઓળખાવ્યા હતા.

સાક્ષીએ જણાવ્યું હતું, કે મ્હને મ્હારા શેઠે કહ્યું હતું, કે કોઇ બાઇ આવે, તો કહેવું કે ચશ્મા તૈયાર નથી. હંમેશાં હું સવારના દુકાન ખોલું છું. દુકાનની ચાવી મ્હારી પાસે રહે છે. તા. ૧૮ મીએ સવારના ૧૧ વાગતે મ્હારા શેઠ દુકાન પર આવ્યા હતા.

**સવાલ**—દુકાન ખોલવા પછી કોઇ ગ્રાહક આવ્યું હતું.

**જવાબ**—બે વાણીઆ અને એક પારસી આવ્યા હતા.

સાક્ષીએ જણાવ્યું હતું કે સવારના ૧૦-૩૦ વાગતે આ ગ્રાહકો આવ્યા હતા. વાણીયાઓને વાંચવા માટેના ચશ્મા જોઇતા હતા, અને મેં કહ્યું કે શેઠ આવે ત્યાં સુધી બેસવું. પારસી ગ્રાહકને પણ બેસવાનું મેં કહ્યું હતું. મ્હારા શેઠે આવી પહેલાં વાણીયા ગ્રાહકને પૂછ્યું, અને એકની આંખ તપાસવામાં આવી હતી. બીજો વાણીયો તો સાથે આવ્યો હતો. મ્હારા શેઠે કાચ પ્રીસક્રાઇબ્ડ કરી ચશ્મા બનાવવા ફ્રેમ કહાડી હતી આ ચશ્મા મને તૈયાર કરવાના હતા, કાચ ત્યાં હતા. તે માત્ર ઘસીને નાના કરવાના, હતા કે જેથી ફ્રેમમાં બેસાડી શકાય. તે પછી પારસી ગ્રાહકને પૂછ્યું હતું. પારસી માટે મ્હને ફ્રેમમાં બેસાડવા એક કાચ આપવામાં આવ્યો હતો. આ કાચ ઘસવાનું કામ ડાર્કરૂમમાં કરૂં છું, જ્યાં મશીન છે. તે દિવસે ૧૧ ના સુમારે ફરિયાદી દુકાન પર આવ્યા હતા, ત્યારે હું ડાર્કરૂમમાં હતો. મ્હારા શેઠે વિઝીટર્સ રૂમમાંથી બહાર જઇ ફરિયાદી સાથે ગુજરાતીમાં કાંઇ વાતચીત કરી હતી. હું જ્યાં હતો, ત્યાંથી મ્હારા શેઠને ફરિયાદી સાથે વાતચીત કરતાં જોઇ શકતો હતો. તે પછી શું થયું, તે હું જાણતો નથી.

શેઠે છોકરાને બોલાવ્યો. અને કાલબાદેવી હાસમની દુકાને જઇ ફરિયાદીના ચશ્મા લઇ આવવાને કહ્યું. હાસમ મ્હારા શેઠનું કામ કરે છે. છોકરો ચશ્મા લેવા ગયો, અને ફરિયાદી દુકાનમાં બેઠા હતા. ફરિયાદી આ વખત દરમ્યાન વિઝીટર્સ રૂમમાં આવ્યા ન હતા. તે વખતે હિન્દુ અને પારસી ગ્રાહકો ત્યાં હતા. તે વખતે મ્હારા શેઠે કાંઇ પણ ઓર્ડર મ્હને આપ્યો ન હતો. ફરિયાદી દુકાનમાં અર્ધો કલાક બેઠા હતા. ફરિયાદી જ્યાં સુધી બેસી રહ્યા હતા. ત્યાં સુધી હું દુકાનમાંથી બહાર ગયો ન હતો. બપોરના ખાવા ૧૨-૩૦ વાગતે ગયો હતો. છોકરો ગયા પછી મ્હારા શેઠ વિઝીટર્સ રૂમમાં ટેબલ નજીક બેઠા હતા. બે વાણીયાઓ પણ વિઝીટર્સ રૂમમાં બેઠા હતા. પારસી દુકાનના આગલા ભાગમાં બેઠો હતો. વાણીયાઓ (રૂ. ૧૦) આપી ચશ્મા લઇને ચાલી ગયા હતા. તે પછી પારસીનું કામ પુરૂં કરી આપ્યું હતું. તે પણ ચશ્મા લઇને ચાલતો થયો હતો. છોકરો ૧૧-૩૦ વાગતાના સુમારે પાછો ફર્યો હતો. છોકરો રીપલેસ ફ્રેમ અને કાગળના ટુકડા સાથે પાછો આવ્યો હતો. તે પછી મ્હારા શેઠે ફરિયાદીને ગુજરાતીમાં કાંઇ કહ્યું, અને ફરિયાદી "સાહેબજી" કરી ચાલી ગયા.

**સવાલ**—જવાબદારે ફરિયાદીની આંખ તપાસી હતી?

**જવાબ**—નહિં.

સાક્ષીએ જણાવ્યું હતું, કે જવાબદારે શો કેસમાંથી પાંચ છ ફ્રેમો કહાડી હતી, કારણ કે છોકરો આવ્યો ત્યારે મેં તે શો કેસમાં પાછી મુકી હતી. તે દિવસે ફરિયાદી વિઝીટર્સ રૂમ યા ડાર્ક રૂમમાં મુદ્દલજ ગયા ન હતા.

**સવાલ**—ફરિયાદી દુકાનમાં હતા, તે દરમ્યાન શેઠે ત્રીજોરી ખોલેલી ?

**જવાબ**—નહિં.

કોર્ટ—ખોલેલી નહિં, કે ખોલતાં જોયેલી નહિં ?

**જવાબ**—ખોલેલી નહિં.

**સવાલ**—તમોએ તમારા શેઠને ફરિયાદીના ગાલને હાથ લગાડતાં વા ખરાબ રીતે વરતતા જોયેલા ?

**જવાબ**—નહિં.

**સવાલ**—ફરિયાદી અને શેઠની કાંઇ તકરાર થયેલી ?

**જવાબ**—નહિં.

**સવાલ**—ગુસ્સાથી વાત થયેલી ?

**જવાબ**—નહિં.

**સવાલ**—જતી વખતે શેઠને ગાળ દેતા ગયેલા ?

**જવાબ**—નહિં.

**સવાલ**—તે દહાડે પાછલા પહોરે દુકાનમાં હતા ?

**જવાબ**—હા.

સાક્ષીએ જણાવ્યું હતું, કે ફરિયાદીના માતાને દુકાનમાં આવતા જોયેલા, તે વખતે મ્હારા શેઠ વિઝીટર્સ રૂમમાંથી બહાર ગયા હતા. શેઠે આ(?)રી ગુજરાતીમાં કંઇ વાત કરી હતી, જે હું સમજી શકતો ન હતો.

મ્હારા શેઠ ગુસ્સે થએલા હતા, અને તેઓએ ટેબલના ખાનામાંથી કાગળ કહાડી તે બાઇના અંગ પર ફેંક્યું હતું. બાઇએ બુમાબુમ કરતાં લોકો જમાવ થયા હતા. સાંજના ૬ વાગતે દુકાન બંધ કરી હતી. મ્હારા શેઠ ત્રીજોરીમાં ઝવેરાત યા દાગીના રાખતા નથી.

કોર્ટ—તે તમોને કેમ માલુમ ?

**જવાબ**—મ્હારા શેઠ છુટા પૈસા લેવા ત્રીજોરી ખોલતા હતા, તે વખતે હું જોતો હતો. મેં કોઇ પણ વખત ત્રીજોરીમાં દાગીના યા ઝવેરાત જોયા ન હતા.

અત્રે સાક્ષીની તપાસ પુરી થઇ હતી, અને કોર્ટ ઉઠી હતી. તા ૩ જી ઓગષ્ટે ૪–૩૦ વાગતા પર વધુ તપાસ મુલતવી રહી હતી.

—:o:—

## ડો. બારટનનો મુકદ્દમો સાંભળવાની ફી રૂ. ૫ !

એસપ્લેનેડ પોલીસ કોર્ટમાં ઓનરરી પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટની બેંચ સનમુખ ડેપ્યુટી ઈન્સપેક્ટર માલપાસે પેસતન કુંવરજી મોદી નામના પારસી જવાનને મેદાનની પોલીસ કોરટમાં ગયા શનીવારે ધાંધલ મચાવવાના આરોપ માટે ઉભો કર્યો હતો.

મુકદમાની વીગત એવી છે કે ગયા શનીવારે બપોરના ૨–૩૦ વાગતે ડા. બારટન સામેનો મુકદમો પુરો થવા પછી પોલીસ સીપાઇઓ કોરટમાથી લોકોને બાહેર કાઢતા હતા. આ વખતે જવાબદાર પણ લોકોના ટોળામાં હતો અને એવું કહેવામાં આવે છે કે તેણે

નંબર ૨૬૦૨, વાલા સીપાઇને ધક્કો માર્યો અને તેને મારવા હાથ ઉંચકયો પણ તેટલામાં તેને પકડવામાં આવ્યો હતો.

જવાબદારે ગુનાહનો ઇનકાર કરતાં જણાવ્યું કે પોલીસ સીપાઇએ હડસેલો મારવાથી પોતે પડી જતો હતો અને તેટલામાં તેણે પોલીસના સીપાઇનો પોષાક પકડી લીધો હતો.

કોરટે બચાવ માન્યો હતો નહીં અને તેને તકસીરવાર ઠરાવી રૂ. ૫ નો દંડ કર્યો હતો.

## ડો. બારટનના સાક્ષી.

### પારસી ગ્રાહકની જુબાની.

શુક્રવાર તા ૩ જી જુલાઇને દિવસે, અગાઉની માફકજ કોર્ટ પ્રેક્ષકોથી ખીચોખીચ ભરેલી હતી. પોલીસ બંદોબસ્ત સારો હતો.

શરૂઆતમાં મી. તાલીયારખાનની તપાસમાં ડો. બારટનના નોકર મી. ફ્રાન્સીકાએ જણાવ્યું હતું કે મેં છેલ્લી સુનાવણી વખતે એમ કહ્યું હતું, કે એક પારસી ગૃહસ્થ ભાંગી ગયેલો કાચ બેસાડવા આવ્યા હતા. જો તે પારસી મ્હને બતાવવામાં આવે, તો હું ઓળખી આપીશ.

અત્રે સાક્ષીએ મી. ધનજીશાહ સોરાબજીને તે પારસી તરીકે ઓળખાવ્યા હતા.

સાક્ષીએ જણાવ્યું હતું, કે, મેં આ પારસીને તે પછી તા. ૩૦ મી જુલાઇએ જોયા હતા. તેઓ દુકાનમાં આવ્યા હતા. મ્હારા શેઠ ડો. બારટન તે વખતે દુકાનમાં હતા. મ્હારા શેઠે મ્હને પૂછ્યું, કે "તેઓજ તા. ૧૮ મીએ આવનાર પારસી હતા કે?" મેં "હા" કહ્યું હતું, અને પીછાન્યા હતા.

## મી. ફ્રેન્સીકાની ઉલટપાલટ તપાસ.

મી. થાણાવાલાની ઉલટપાલટ તપાસમાં જવાબદાર ડૉ. બારટનની દુકાનમાં મદદનીશ તરીકે કામ કરતા સી. પી. ફ્રેન્સીકાએ જણાવ્યું હતું, કે હું ૬ થી ૭ મહિના પહેલાં જવાબદારની નોકરીમાં રહ્યો, તે પહેલાં દોઢ વરસ બીમાર અને બેકાર હતો. તે પહેલાં તારમહમદ અહમદ નામના દૃખાશને ત્યાં રૂા. ૬૦ ના પગારે નોકરી હતો. બીમાર પડી જવાથી મેં નોકરી છોડી હતી. ડૉ બારટનની દુકાને સવારના ૯ વાગતેથી રાતના ૭ વાગતા સુધી હું કામ પર રહું છું. જવાબદાર ૧૧ વાગતે આવી રાતના ૭ વાગતા સુધી રહે છે. રવિવાર તા ૧૭ મીએ જવાબદાર દુકાન પર ન હતા તે દિવસે ફરિયાદી તેણીની માતા અને નાનો ભાઇ મળી, ત્રણ જણા ચશ્માના સબંધમાં આવ્યા હતા. જે બે વાણીઆ અને પારસી ગ્રાહક આવ્યા હતા, તેઓને મેં તે દિવસે પહેલીજ વાર જોયા હતા. તે લોકોનો આવવાની કશી નોંધ રાખવામા આવી નથી. ગ્રાહક આવે ત્યારે કાચના નંબર વિગેરેની નોંધ કાગળની કાપલી પર કરી, તે મને આપવામાં આવે છે. ચશ્મા આપતાં તે સ્લીપ ફાડી નાખવામાં આવે છે. જો ગ્રાહક પ્રીસ્ક્રીપ્શન લાવે તો તે મ્હને આપવામાં આવે છે, અને જો પ્રીસ્ક્રીપ્શન નહિં હોય, તો જવાબદાર નંબર લખીને સ્લીપ મ્હને આપે છે. ચશ્મા તૈયાર થતાં હું તે સ્લીપ મ્હારા શેઠને પાછી આપું છું. મ્હારો શેઠ તે ફાડી નાખે છે. આ સ્લીપ ફાડી નાખ્યા પછી કાંઇ પણ નોંધ કરવામાં આવતી નથી. જો કોઇ ગ્રાહક, ચશ્મા બરાબર બંધબેસતા નહિં હોવાની




કોટની ડૉ॰ આરટનની દુકાન. જનરલ ઓપટીકલ કું. ની દુકાન.

કાલબાદેવીવાળી આરટનની દુકાન. એસ. એન્ડ્સનની કોટની દુકાન.

ફરિયાદ કરતો આવે, તો તેને આપવામાં આવેલા વિઝીટીંગ કાર્ડ પરથી ઓળખવામાં આવે. વાણીયાઓને ચશ્મા આપવામાં આવ્યા હતા, તેની કશી નોંધ કરવામાં આવી ન હતી. ચશ્માના રૂ. ૧૦) લેવામાં આવ્યા હતા, પણ રસીદ આપવામાં આવી ન હતી. વિઝી-ટીંગ કાર્ડ પર આંકડાની રકમ લખવામાં આવે છે. સહી કરવામાં આવતી નથી. આ દાખલામાં વાણીયાને આપવામાં આવેલા કાર્ડ પર રૂ. ૧૦) લખવામાં આવ્યા હતા, પણ પારસીને લખી આપવામાં આવ્યું હતું કે નહિં, તે હું જાણુતો નથી. વણીયાઓએ કાર્ડ માગ્યો હતો. પણ પારસીએ કાર્ડ માગ્યો ન હતો. પારસી પાસેથી રૂ. ૨-૮-૦ લેવામાં આવ્યા હતા. આ ત્રણ ગ્રાહકમાં બે વાણીયા પોણો કલાક બેઠા હતા. હું ગુજરાતી સમજતો નથી. મ્હારા શેઠે છોકરાને ચશ્મા લઇ આવવાનો હુકમ હિંદુસ્તાની ભાષામાં આપ્યો હતો. ફરિયાદી આખો વખત દુકાનમાં બેસી રહેલી કે લટાર મારી શો કેસીસ જોતી હતી, તે હું જાણુતો નથી, કારણકે હું ડાર્ક રૂમમાં હતો. તેણી અરધો કલાક દુકાનમાં બેસી રહી હતી. દુકાનમાંના ત્રણ આહકો દુકા-નમાંથી ગયા ત્યાં સુધી ફરિયાદી બેઠેલા હતા. ફરિયાદી દુકાનમાં બેઠેલાં પારસીની સામે મ્હોડું કરીને બેઠલી હતી

વિઝીટર્સ રૂમમાં બેઠેલા હિન્દુઓ, દુકાનમાં બેઠેલાં પારસી અને ફરિયાદીને જોઇ શકે નહિં. છોકરો બે નોટ (ચિઠીઓ) અને એક એન્વલપ (કવર) લાવ્યો હતો. એન્વલપમાં રીપલેસ ફ્રેમ હતી, અને તેની સાથેની સ્લીપ કાચના નંબરને લગતી હતી. તે ચિઠીઓ ટેબલ પર પડેલી હતી, પણ તેનું શું થયું તે હું જાણુતો નથી. આ

સ્લીપ ઉપરાંત ગુજરાતીમાં લખાયલી ચિઠી હતી. મેં તે ચિઠીઓ શોધવાની કોશેશ કરી હતી, પણ તે મ્હને મળી ન હતી. મ્હારી યાદદાસ્ત અસાધારણ સારી છે. તા. ૨૫ મીએ દુકાન પર કોણ આવ્યું હતું, તે મ્હને યાદ નથી.

સવાલ—તા. ૧૮ મીએજ બે વાણીયાઓ અને પારસી આવ્યા હતા તે ખાસ કરીને યાદ રાખવાનું કારણ?

જવાબ—મ્હને પોલીસ સ્ટેશન પર બોલાવવામાં આવ્યો હતો, અને પૂછેલા સવાલના જવાબમાં મેં કહ્યું હતું.

સાક્ષીએ જણાવ્યું હતું, કે જવાબદારનું લેખીત બચાવનામું મ્હને વાંચી સંભળાવવામાં આવ્યું ન હતું.

સવાલ—ખરી વાત તો એ છે, કે તમો દુકાન પર હતાજ નહિ! ફરિયાદી આવતાં તમો ચાલી ગયા હતા?

જવાબ—નહિં. તે વાત ખરી નથી. હું દુકાનમાં હતો.

સાક્ષીએ જણાવ્યું હતું, કે જો ફરિયાદી એમ કહેતા હોય, કે તેણી સાથે ડોકટરે ખરાબ ચાલ ચલાવી હતી, તો તે ખોટું છે. ફરિયાદી નહિં, પણ હું સાચું બોલું છું. તા. ૩૦ મી જુલાઈએ પારસી ગ્રાહક દુકાનપર પાછા શું કામ આવ્યા હતા, તે હું જાણતો નથી. તેઓ શેઠ સાથે વાત કરી અને ચાલી ગયા હતા. હું તે પારસીને ઓળખતો હતો કે કેમ, તે મારા શેઠે તે પારસીની હાજરીમાં પૂછ્યું હતું. મેં આ પારસીને ૬ અઠવાડિયા પછી પીછાણ્યો હતો, પણ તેટલી મુદત પછી હું બીજા કોઇને પીછાણી શકું નહિં.

સવાલ—આ પારસીને પીછાણવાની કાંઇ ખાસ નિશાની હતી?

જવાબ—મેં તેઓનું કામ કરેલું તેથી પીછાણાય।

સવાલ—તમારા શેઠે પૂછ્યું, કે "આયજ તે પારસી કે"? અને તેથી તમોએ તેને ઓળખ્યો?

જવાબ—હા।

સાક્ષીએ જણાવ્યું હતું, કે મેં પોલીસ આગળ સ્ટેટમેન્ટ કર્યું હતું. મેં પોલીસ આગળ જુબાની આપી હતી, તે વખતે મારા શેઠ સામે શું આક્ષેપ હતા, તે હું જાણતો હતો.

સાક્ષીએ જણાવ્યું હતું, કે મેં જે સઘળી વાતો અહીં કોર્ટમાં કહી છે, તે પોલીસ આગળ કહી ન હતી, કારણ કે મને માત્ર સવાલોના જવાબ આપવાને કહેવામાં આવ્યું હતું. જે કાંઇ હું જાણતો હતો, તે પોલીસને કહ્યું નહિં, કારણ કે પોલીસે મ્હને પૂછ્યું ન હતું.

મી. તાલીયારખાનની ફરી તપાસમાં સાક્ષીએ જણાવ્યું હતું, કે નંબર પ્રમાણે ચશ્મા બનાવવા મ્હને મ્હારા શેઠ રસીપ આપતા હતા. મ્હારા શેઠની દુકાનમાં કેશ મેમો આપવાનો રિવાજ નથી જે કોઇ ગ્રાહક પૂછે, તેને વિઝીટીંગ કાર્ડ આપવામાં આવે છે. હું ડાર્ક રૂમમાં બેઠો હતો, ત્યાંથી દુકાનના ડાબા હાથનો ભાગ જોઇ શકતો હતો. છોકરો જે રસીપ લાવ્યો હતો, તે પર નંબર હતો, અને એન્વલપની અંદર ફ્રેમ સાથે લગાવેલી હતી. મેં પોલીસ આગળ તા. ૨૦ મીએ જુબાની આપી હતી. મેં પોલીસને કહ્યું હતું, કે ફરિયાદી દુકાનમાં હતા, તે વખતે બે વાણીઆ અને એક પારસી ગ્રાહક દુકાનમાં હતા.

કોર્ટ—દુકાનનો રોજનો વકરો શું થાય છે ?

**સાક્ષી** રૂા ૩૦ થી રૂા ૬૦ જેટલો.

કોર્ટ—જો કોઇ ગ્રાહક આવે અને ચશ્મા બનાવતા એક દિવસથી વધુ લાગે તો તમારા શેઠ નામ નિશાનની કાંઈ નોંધ ચોપડીમાં લે છે ?

**સાક્ષી**—ગ્રાહકના નામ નિશાનની નોંધ લેવામાં આવતી નથી. કોઇ પણ ચોપડી રાખવામા આવતી નથી.

## પારસી ગ્રાહક સાક્ષીના પીંજરામાં.

મી. તાલીયારખાનની મુખ્ય તપાસમા મી. ધનજીશાહ સોરાબજીએ જણાવ્યું હતું, કે હાલમાં હું ડેવીડ સાસુન મીલમાં મીકેનીક ફીટર છું તે સાસુન કોટન મીલ તરીકે પણ ઓળખાય છે. મીલની હડતાલ પછીથી હુ મીલમાં જતો નથી.

**સવાલ**—હડતાળ પુરી થતાં તમો કામ પર જવાને છુટા છો ?

**સાક્ષી** હા.

કોર્ટ—તમો હડતાલીયા નથી ? ( હસાહસ )

સાક્ષીએ જણાવ્યું હતું, કે ડો. બારટનને હું ઓળખું છું. દોઢ વરસની વાત પર હું આંખ તપાસાવવા તેઓ આગળ ગયો હતો, અને મ્હને નવા ચશ્મા આપવામાં આવ્યા હતા. હું દોઢ મહિનાની વાત પર ચશ્માનો ભાંગેલો કાચ બેસાડવા ડો. બારટનની દુકાને ગયો હતો. તે જુન મહિનો હતો, પણ તારીખ યાદ નથી, પણ વાર યાદ છે. તે સોમવાર હતો. હું જુનની અધવચ્ચે ગયો હતો. હું જવાબદારની

દુકાન પર સવારના ૧૦-૩૦ વાગતાના સુમારે ગયો હતો. મે તે વખતે જવાબદારને જોયા ન હતા. ફીરંગી કલાકને જોયો હતો. તે ફીરંગી કલાકં છેલ્લો સાક્ષી હતો. તે વખતે ડૉકટરના રૂમમાં બે હિન્દુઓને બેઠેલા જોયા હતા. હું દુકાનમાં ડાબી બાજુથી બેઠો હતો. થોડા વખત પછી ડૉકટર આવીને ઓરડામાં ટેબલ નજદીક બેઠા તેઓ હિન્દુ ગ્રાહકો સાથે વાત કરી, અને તેઓમાના એક હિન્દુને અંદર લઇ ગયા અને આંખ તપાસી બહાર આવ્યા હતા. ડૉકટરે શો કેસોમાંથી ફ્રેમો કહાડી ત્યાંજ પહેરાવી, અને પછી કાચ તથા ચસમાની ફ્રેમ મી૰ ફ્રાન્સીકાને આપવામાં આવી ને પછી ડૉકટરે પૂછ્યું, કે "કેમ બા શું કામ છે?" મેં તેઓને નવો કાચ નાખી આપવાને કહ્યું અને તેઓએ મ્હને પા કલાક થોભવાને કહ્યું. તેઓએ મ્હારો ચશ્મો અને કાચ મી. ફ્રાન્સીકાને આપ્યો, અને હું બહાર બેઠો.

**સવાલ**—પછી કાંઇ બન્યું?

**સાક્ષી**—ડૉકટર મ્હારી આગળ વાત કરતા ઉભા હતા, તે વખતે એક પારસી બાનુ દુકાનમાં આવ્યા હતા.

**સવાલ**—પછી શું થયું?

**જવાબ**—ડૉકટરે તેણીને બેસવાને કહ્યુ.

**સવાલ**—તેણી કયાં બેઠા?

**જવાબ**—હું જે ખુરસી પર બેઠો હતો. તેની સામેની ખુરસી પર તેણી બેઠા.

સાક્ષીએ જણાવ્યું હતું, કે તે પછી ડૉકટરે તે બાનુ સાથે વાત કરી, જે હું સાંભળી શકયો ન હતો. તે પછી ડૉકટરે પાટીના છોકરાને

બોલાવ્યો, અને હિંદુસ્તાનીમાં મોટેથી કહ્યું, કે "કાલબાદેવી જાવ અને આઇકા ચશ્મા લાવ" મેં છોકરાને જતા જોયો હતો. મી. ફ્રાન્સીકાને બહાર જતાં જોયો નથી. તે તો આખો વખત દુકાનની અંદર કામ કરતો હતો. દુકાનમાંથી, પહેલા હિન્દુઓ બહાર નીકળ્યા હતા અને ૧૦ મિનીટમાં મ્હારા ચશ્મા તયાર હતા, હું તે લઇને ગયો હતો. મેં કાચના રૂા. ૨-૮-૦ આપ્યા હતા, જેની મ્હને રસીદ આપવામાં આવી ન હતી. મેં રસીદ માંગી ન હતી, ફરિયાદી પણ બેઠલા હતા, અને લટાર મારી શો કેસીસ જોતા હતા. ડોક્ટરે એક ફ્રેમ ફરિયાદીને પહેરાવી હતી, ફરિયાદી પોતાના હાથે ફ્રેમ પહેરતા હતા. તે વખતે ડોક્ટરે કહ્યું, કે તેઓ પહેરાવશે. હું હતો ત્યારે બીજું કશું બન્યું ન હતું.

સવાલ—તે પછી તમો ડોક્ટરને ક્યારે મળ્યા?

જવાબ—હું તેઓને તા ૩૦ મી જુલાઇએ દુકાન પર મળવા ગયો હતો, કારણ કે "ટાયમ્સ ઑફ ઇંડિઆ" ના તા૦ ૨૯મી જુલાઇના અંકમાં આ કેસનો હેવાલ મ્હારા વાંચવામાં આવ્યો. તેમાં હિન્દુઓ અને પારસી બાહેંધરી વિષે ઇસારો હોવાથી મ્હને લાગ્યું, કે તે પારસી હુંજ હોઇશ, અને તેથી દુકાન પર ગયો હતો.

સવાલ—તમોને જવાબદાર મળ્યા?

જવાબ—હા.

સાક્ષીએ જણાવ્યું હતું, કે મેં આ કેસ વિષે પૂછ્યું. અને તેઓએ મ્હને ઝટ ઓળખી કહાડ્યો.

સવાલ—તમો તે બાનુને ઓળખી શકશો?

જવાબ—હા.

અત્રે મી. તાલીયારખાને સાક્ષીને ફરીને તેઓની પછવાડે બાજટપર બેઠેલાં બાનુઓમાંથી તે બાનુને ઓળખી કહાડવાને જણાવ્યું.

અત્રે કોર્ટના દુભાશીયાએ છબરડો કર્યો. દુભાશીયાએ એમીબાઇનું નામ પોકાર્યું અને તેણી ઉભા થયા. સાક્ષીએ જોઇ લીધા. સાક્ષીએ જણાવ્યું, કે "એજ એ બાનુ છે"

સાક્ષીએ જણાવ્યું હતું કે જવાબદારે મ્હને કહ્યું કે, ત્યારે તમોને જુબાની આપવી પડશે મેં કહ્યું કે, જે પારસી બાનુને જોયા તેણી ફરિયાદી હશે તો હું આપીશ. તેઓ મ્હને તેઓના સોલીસીટર મી. ઘડીઆલી અગાળ લઇ ગયા હતા, અને મ્હારૂં સ્ટેટમેંટ લેવામાં આવ્યું હતું.

બાદ વધુ તપાસ બીજે દિવસે એટલે તા. ૪ થી શનીવાર પર મુલતવી રહી હતી.

---

## બચાવપક્ષનો પુરો થયેલો મુકદ્દમો.

શનિવાર તા. ૪ થી ઓગસ્ટે મુકદમો હાથ ધરવામાં આવતાં બચાવ પક્ષના એક સાક્ષી મી. ધનજીશાહ સોરાબજી જેઓ બનાવના દિવસે જવાબદારની દુકાને ચશ્માના કાચ બેસાડવા ગયા હતા, તેઓની ઉલટપાલટ તપાસ મી. થાણાવાલાએ લીધી હતી.

### મી. ધનજીશાહની ઉલટપાલટ તપાસ.

મી. રૂસ્તમ થાણાવાલાની ઉલટપાલટ તપાસમાં બચાવ પક્ષના

સાક્ષી મી. ધનજીશાહ બારાબજીએ જણાવ્યું હતું, કે મીકેનીક છું, અને રૂ ૮૦ નો પગાર મેળવું છું. હું પરેલ લાલબાગપર રહું છું, અને રૂ. ૧૩ નું ભાડું ભરૂં છું. મ્હારી ઓળખ દારૂવાલા છે. હું દોઢ વરસની વાત પર ડૉ બારટન આગળ આંખ તપાસાવવા ગયો હતો. તે વખતે મ્હને પ્રીસ્ક્રીપ્સન આપવામાં આવ્યું ન હતું. મ્હને યાદ છે ત્યાં સુધી રૂ. ૧૨ આપેલા. મ્હને રસીદ આપવામાં આવી ન હતી તેમજ મેં તે માગી હતી નહિં. હું દોઢ મહિનાની વાત પર ડૉ બારટન આગળ ગયો હતો, તે વખતે પણ પરેલમાં રહેતો હતો. પરેલ અને ફ્રોટ વચ્ચે ઘણા ચશ્માવાળાઓ છે, પણ મેં પહેલા ચશ્મા ડૉ. બારટન પાસેથી ખરીદેલા હોવાથી કાચ બેસાડવા પણ ત્યાં ગયો હતો. તે દિવસ સોમવારનો હતો, એમ ખાસ યાદ રાખવાનું કારણ એ કે બે દિવસ પહેલા શનિવાર હતો, જે દિવસે હું ઓરીયેન્ટલ વીમા કુંપનીમાં બોનસના સબંધમાં તપાસ કરવા ગયો હતો. હું સોમવારે ડૉ. બારટનની દુકાને ગયો હતો એમ દેખાડવા મ્હારી પાસે મારા સખુન સિવાય બીજુ કશું નથી. દુકાનમાં આવેલા બે હિન્દુ ગ્રાહકો સાથે મેં વાતચીત કરી ન હતી. હું તેઓને જોઉં તો ઓળખી શકું. મ્હારી સમક્ષ કોઇ પણ અર્ધો કલાક રહે તો બનવાજોગ છે, કે હું તેને ટુંક મુદત પછી ઓળખી શકું.

**સવાલ**—તમારી પાસે પ્રીસ્ક્રીપ્શન હતું નહિં તો પછી ડોકટર કાચ કેમ આપી શકે ?

**જવાબ**—હું ભાંગેલા કાચનો ટુકડો સાથે લઇ ગયો હતો, અને ડોકટરને તે આપી બીજો કાચ બેસાડવાને કહ્યું હતું.

સાક્ષીએ જણાવ્યું હતું, કે ડોકટર બારટન ચશ્માને લગતું કામ કાલબાદેવી પરની કોમ દુકાન પર કરાવે છે, તે હું જાણતો નથી. હું દુકાનમાં બેઠો હતો, તે વખતે ફરિયાદી મ્હારી સામે આવીને માત્ર પાંચ મિનિટ બેઠા હતા. મી. ફ્રેન્સીકા ડાર્ક રૂમમાં હતા. હું ફરિયાદી અને જવાબદાર વચેની વાતચીત સાંભળી શકતો ન હતો, કારણ કે હું તેઓથી ૧૫ ફીટ દૂર હતો. મેં આગલા દિવસે કોર્ટમાં સડસાત બધી વાત કહી તેમાં અસાધારણ જેવું ન હતું.

**સવાલ**--પણ તમોને કોઇ પક્ષમાં લાભ ન હતો, તો બધું યાદ કેમ રહયું ?

**જવાબ**--હું આ મુકદ્દમાના હેવાલો ન્યુસપેપરમાં વાંચતો હતો.

કોર્ટ--ત્યારે આ બધું યાદ રાખવાનું તે કારણ છે ?

**સાક્ષી**--તા. ૨૯ મીના "કયસરે હીંદ" માં છોકરાને જવાબદારે ચશ્મા લઇ આવવા જે હુકમ આપ્યો હતો, તે શબ્દો વાંચવામાં આવ્યા હતા. તેથી બધુ યાદ આવ્યું.

**સવાલ**--તમોએ જવાબદારનું લેખીત બચાવનામું વાંચ્યું હતું.

**જવાબ**--હા.

**સવાલ**--છોકરો દુકાનમાંથી ગયો ત્યારે ફરિયાદી કયાં બેઠેલા હતા ?

**જવાબ**--મ્હારી સામે દુકાનમાં બેઠા હતા.

સાક્ષીએ જણાવ્યું હતું, કે હું ૨૦ થી ૨૫ મિનીટ દુકાનમાં હતો, પણ ચશ્મા બનાવી આપતાં ૧૦ મિનીટ લાગી હતી. હું

ગયો તે વખતે છોકરો પાછો આવ્યો ન હતો. જો ફરિયાદી એમ કહેતાં હોય કે તેણી આવ્યા પછી ફ્રાન્સીકા બદર ગયા હતા, તો તેણી સાચું બોલતા નથી. હિન્દુઓએ પૈસા આપ્યા હતા કે નહિં તે મેં જોયું નથી. હિન્દુઓના જવા પછી ૧૫ મિનીટ બાદ હું દુકાનમાંથી ગયો હતો. જો ફરિયાદી એમ કહેતા હોય, કે તેણીની સાથે ડાક્ટરે અઘટીત છૂટ લીધી હતી, તો તેણી સાચું બોલતાં નથી. મ્હારી હાજરીમાં તેવું કાંઇ બન્યું નથી. હું "જામે જમશેદ" માં આ કેસનો હેવાલ વાંચતો હતો. હું "કયસરે હીંદ" પણ વાંચતો હતો, પરંતુ દરરોજ ન્યુસપેપર વાંચતું એવું કાંઇ નથી. હું જાણું છું, કે તા. ૧૧ મી જુલાઇના દિવસે ફરિયાદીઓને પારસી અને હિન્દુ આદમોના સબંધે ઉલટપાલટ તપાસમાં સવાલો પૂછવામાં આવ્યા હતા, તેનો હેવાલ બીજા દિવસના "જામે-જમશેદ"માં વાંચ્યો હતો, પણ મ્હને વાંચતાં એવું લાગ્યું કે જે પારસી વિષે ઇસારો કરવામાં આવ્યો હતો, તે હું પોતેજ હતો. જવાબદારની દુકાન પર એવા બીજા ઘણા પારસીઓ આવ્યા હશે.

સવાલ—જવાબદારે ન્યુસપેપરમાં ગ્રાહકના સબંધમાં જાહેર ખબર આપેલી તે જાણો છો?

જવાબ--હું આ પહેલીજવાર સાંભળું છું.

કોર્ટ—મી. થાણાવાલા! શું જાહેર ખબર?

અત્રે મી. થાણાવાલાએ જવાબદારે "ટાઇમ્સ ઓફ ઇન્ડીયા"માં છાપેલી જાહેર ખબર વાંચી સંભળાવી હતી. જેમાં ડાકટરે જે પારસી અને હિન્દુ ગ્રાહકો તા. ૧૮ મી જુલાઇને દિવસે દુકાન પર હતા, તેઓને મળવાને જણાવ્યું હતું.

સાક્ષીએ જણાવ્યું હતું, કે હું આ મુકદમાના સબંધમાં કોઈ પણ ઉલટ લેતો નથી. હું આ મુકદમાના હેવાલો વાંચીને મોજમજાહ લેતો નથી. હાલમાં હડતાળ છે, તેથી ઘરમાં બેસીને આળસાઇમાં દહાડા પસાર કરૂં છું.

સવાલ—તમોને મી. ઘડિયાળી સોલીસીટરને ત્યાં લઇ જવામાં આવ્યા, તે વખતે જવાબદારનું લેખીત બચાવનામું વાંચી સંભળાવવામાં આવ્યું હતું?

જવાબ—નહિં, મ્હને એટલુંજ પૂછવામાં આવ્યું, કે હું શું જાણતો હતો.

સવાલ—આ બધી બારીક વિગતો યાદ રાખવાનું કાંઇ ખાસ કારણ?

જવાબ—મ્હારી નજર આગળ બનેલું તેથી યાદ રહ્યું છે.

સવાલ—ખરી વાત તો એ છે કે તમો ડોકટરની દુકાન પર હતાજ નહિં; અને કશું જાણતા નથી?

જવાબ—નહિં હું દુકાન પર હતો.

## સાક્ષીની ફરી તપાસ.

મી. તાલીયારખાનની ફરી તપાસમાં સાક્ષીએ જણાવ્યું હતું, કે જે સવારે ચશ્માનો કાચ તુટયો હતો, તેજ દહાડે હું બારટનની દુકાન પર ગયો હતો, અને તે દિવસ સોમવાર હતો એટલું મને યાદ છે. યાદ રહેવાનું કારણ એજ કે શનિવારે હું ઓરીયેન્ટલ વીમા કુંપનીમાં ગયો હતો, અને કલાર્કે કહ્યું હતું, કે હું મોડો આવ્યો હતો, તેથી સોમવારે આવવું.

કામ બેસાડયા પછી હું ઓરીએન્ટલ વીમા કંપનીમાં ગયો હતો. હું મ્હારા વીમાને લગતી રસીદ રજુ કરૂં છું. હું દુકાનમાં એકંદર ૩૫ મિનીટ સુધી રહયો હતો. દુકાન છોડતી વખતે સવા અગીયાર પર પાંચેક મિનીટ થઇ હશે. હું "જામે જમશેદ" નો ગ્રાહક નથી, પણ લાયબ્રેરીમાં વાંચું છું. હું આગળ ડીરટીલરોમાં રૂ. ૧૭૫ ના પગારે નોકરી હતો. મેં જે જે મ.લેકોની નોકરી કરી હતી તેઓના સર્ટીફી-કેટો રજુ કરૂં છું.

કોર્ટ--વીમાની રસીદ અને સર્ટીફીકેટો સાથે લઇ ફરવાનું કારણ?

સાક્ષી-મેં મી. ઘડિયાળીને નોકરીના સબંધમાં વાત કરી હતી, અને તેઓને સર્ટીફીકેટો અને રસીદ બતાવી હતી

કોર્ટ—તમોને તે કોર્ટમાં લાવવાનું મી૦ ઘડિયાળીએ કહયું હતું?

સાક્ષી- નહિં.

કોર્ટ--ત્યારે તમો મી૦ ઘડિયાલી આગલ તા૦ ૩૦ મી જુલાઇએ ગયા હતા, અને તે દિવસથી સાથે ગજવામાં લઇને ફરો છો?

સાક્ષી--હા.

કોર્ટના વધુ સવાલના જવાબમાં સાક્ષીએ જણાવ્યું હતું, કે આ મુકદમાની તા૦ ૨૪ મા જુનના દિવસે નાકળેલી સુનાવણીનો હેવાલ મેં ન્યુસ પેપરમાં વાંચ્યો હતો, પણ તેમાં જણાવવામાં આવેલા ફરિ-યાદી મેં દુકાન પર જોયેલા પારસી બાનુ હતા, એમ ખ્યાલ ગયો નં હતો; કારણ કે મેં તે વિગતો પર ધ્યાન આપ્યું ન હતું. મેં તા. ૨૯ મી જુલાઇએ ન્યુસપેપરમાં છોકરા વિષે વાંચ્યું, ત્યારે મ્હને ખ્યાલ આવ્યો. કે તેજ બાનુ આ ફરિયાદી હોવા જોઇએ.

## દુકાનના છોકરા બાબુ રાજુની જુબાની.

મી. સાહેરની મુખ્ય તપાસમાં બાબુ રાજુએ જણાવ્યું હતું, કે હું જવાબદારની પાસે ૪ મહિના થયાં નોકરીમાં છું, અને સાફસુફ કરવાનું કામ કરૂં છું. દુકાન આગળ ગીરદી જામી હતી તે દિવસ મ્હને યાદ છે. તે દિવસે હું અને મી. ફ્રાન્સીકા સાથે સવારના દુકાન પર ગયા હતા. તે દિવસે બે વાણીયા ગ્રાહકો આવ્યા હતા, જેઓ સાથે મી. ફ્રાન્સીકાએ વાત કરી હતી. તે ગ્રાહકો પછી પારસી આવ્યા હતા, જેની સાથે મી. ફ્રાન્સીકાએ વાત કરી હતી. પછી શેઠ આવ્યા હતા. તે પછી એક પારસી બાઇ આવ્યા હતા જે વખતે શેઠ ગ્રાહકો સાથે વાત કરતા બેઠા હતા. પારસી બાનુ આવ્યા અને બેઠા, પછી શેઠે વાત કરી, અને મ્હને અંદર બોલાવ્યો. તે પારસી બાઇ બે વાણીયા બેઠા હતા તેઓની હારમા પાર્ટીશનની બહાર બેઠા હતા, અને મ્હારા શેઠે વાત કરી. તે વખતે મ્હારા શેઠ ખુરશી પર બેઠા હતા, અને પારસી બાઇ જ્યાં બેઠા હતા ત્યાંજ હતા. શેઠે બે આના આપી મ્હને કહ્યું, કે ચશ્મા લઇ આવ. હું ટ્રામમાં બેસી કાલબાદેવી પર મુસલમાનની દુકાને ગયો હતો. મુસલમાને મ્હને કાંઇ એનવલપ આપ્યું, જે લઇ હું દુકાન પર આવ્યો, તે વખતે પારસી બાઇ તેજ જગા પર બેઠેલા હતા તે પછી શેઠે બાઇ સાથે ગુજરાતીમાં વાત કરી, જે હું સમજી શકયો નહતો. તે બાઇ મ્હારા શેઠને સલામ કરી ચાલી ગયા.

## સાક્ષીની ઉલટપાલટ તપાસ.

મી. થાણાવાલાની ઉલટ પાલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું હતું. કે દુકાનપર કેટલા ગ્રાહકો આવે છે. તે હું કેમ યાદ રાખી

શકું ? દુકાનપર દરરોજ ગ્રાહકો આવે, તેઓને હું કેમ ઓળખી શકું ? તા. ૧૮ મીએ ગ્રાહકો આવેલા, તે યાદ રાખવાનું કારણ દુકાન આગળ લોકોની થયેલી ગીરદી છે. હું દરરોજ કોર્ટમાં આવતો હતો. મ્હને શું જુબાની આપવાની છે તે પૂછવામા આવ્યું ન હતું. તે દિવસે બપોરના એક બીજા પારસી બાઇ અને પારસી આવેલા હતા. મ્હને શેઠે હિન્દુસ્તાની ભાષામાં ચશ્મા લાવવાનો હુકમ આપ્યો હતો. શેઠ હંમેશાં હિન્દુસ્તાની ભાષામાં મ્હારી સાથે વાત કરે છે.

## દુકાનના પ્લાન સબંધી જુબાની.

મી તાલીયારખાનની તપાસમાં મી. અરદેશર એદલજી કુપરે જણાવ્યું હતું, કે હું આર્કિટેક્ટ અને ઇન્જીનીયર છું. મે જવાબદારની દુકાનનો પ્લાન તૈયાર કર્યો છે. તે હું રજુ કરું છું. મેં તા. ૩૧ મી જુલાઇએ આ પ્લાન તૈયાર કર્યો હતો

અત્રે સાક્ષીએ દુકાનની રચનાનું વર્ણન આપ્યું હતું.

## સબ ઇન્સ. મી કાદરશાહની જુબાની

મી. તાલીયારખાનની વધુ ઉલટ પાલટ તપાસમાં સબ ઇન્સપેક્ટર મી. કાદરશાહે જણાવ્યું હતું, કે ફરિયાદી અને તેણીની માતાના સ્ટેટમેન્ટો મેં લખ્યા હતા. તા. ૧૮ મી જુને તે સ્ટેટમેન્ટો લીધા હતા, જે પર ફરિયાદીએ બે જગાએ સહી કરી છે. આ સ્ટેટમેન્ટ લખી લીધા પછી મેં હિંદુસ્તાનીમાં વાંચી સંભળાવ્યું હતું. જો ફરિયાદી એમ કહે કે તે વાંચી સંભળાવવામાં આવ્યું ન હતું, તો તે વાત ખોટી છે, તેણીએ જેમ લખાવ્યું હતું, તેમ બધું લખ્યું હતું. બાઇ સુનાબાઇનું સ્ટેટમેન્ટ પણ લખાવ્યું તેમ લખ્યું હતું.

બાદ ધારાના હિમાયતીઓનાં ભાષણો માટે તપાસ બુધવાર તા. ૧૫ મી પર મુલ્તવી રહી હતી.

આજે બુધવાર તા ૧૫ ૮-૨૮નાં રોજ બપોરના ૩-૩૦ વાગતે કેસ ચાલવાનો હોઇ માણસોની ગીરદી અગાઉની માફક ચિકારજ હતી પણ પોલીસ બંદોબસ્ત ઉત્તમ હોવાથી કામકાજ ભારે શાંતિમાં બરાબર ૩-૩૦ વાગે શરૂ થયું હતું.

## જવાબદારના ધારાના હીમાયતી મી. તાલીયારખાનનું ભાષણ.

બચાવપક્ષે સાક્ષીઓ બોલાવેલા હોવાથી જવાબદારના ધારાના હિમાયતી મી. તાલીયારખાને પહેલાં ભાષણ કર્યું હતું.

મી. તાલીયારખાને જણાવ્યું કે મને આ બીના માટે સંતોષ જાહેર કરવાનો છે કે આ મુકદ્દમો જેણે પ્રજા અને છાપાનું પુષ્કળ ધ્યાન ખેંચ્યુ છે અને મોટી ચકચાર જગાડી છે તેની સુનાવણી દરમ્યાન કોરટ તરફથી એવો એક પણ શબ્દ બાહેર પડયો નથી. યા ટીકા જાહેર થઇ નથી કે જે એવું બતાવે કે કોરટ આ મુકદ્દમાનો ફડચો કરતાં મુકદ્દમામાં પડેલી જબાની ઉપરાંત બીજી બાહેરની કોઇ પણ ચીજથી દોરવાશે. આ ઓીઓ સામે થતાં કહેવાતાં ગુન્હાને લગતાં મુકદ્દમાઓ માંહેલો એક મુકદ્દમો છે કે જેમાં ઘણી વખત માર્ગમાં પુશ્કળ મુશ્કેલીઓ આવી ઉભી રહે અને જ્યાં આવી જાતનાં મુકદ્દમાઓની તપાસ જુરી મારફત થાય છે ત્યાં જજો જયુરીના મન પર ઠસાવવાને મહેનત લે છે કે, ફરીયાદી ઓીની વાત માનવા પહેલાં તેઓને કેટલીક સંભાળ લેવાની છે.

ફરીયાદીનું કહેવું એવું છે કે તેણી તકરારી દીવસે ધોરી રસ્તા પર આવેલી દુકાન પર ગઇ હતી અને જે વખતે બારણા ઉઘાડા હતા તે વખતે તે દુકાનના માલેકે તેણીને ૧૫ મીનીટ સુધી પજવી હતી. તેણીનું આ કહેવું તદ્દન બેહુદું છે એટલુંજ નહીં પણ હસવા સરીખું છે. તેણીએ શરૂઆતથી તે આખેરી સુધી હેરફેર વીગતોવાલી વાત જણાવી છે. તેણીના આ કહેવાને જે રીતે ટેકો મલવો જોઇએ તેવો મલ્યો નથી હું ચોકકસ પોઇંટ પર કોરટનું ધયાન ખેંચીશ. તેણીનું કહેવું અસંભવીત છે, કારણ કે શહેરના ધોરી રસ્તા પર આવેલી દુકાન પર આ સતામણી થઇ હતી. જે વખતે લોકોની મોટી આવજાવ હતી. તેવા વખતે આ સતામણી થઇ હતી અને અસંભવીત એટલા માટે કે તેણીને ૧૫ મીનીટ સુધી સતાવવામાં આવી તે છતાં તેણીએ બુમો પાડી ન હતી આ કાંઇ એવો બનાવ નથી કે જેમાં જવાબદારે ફરીયાદીની ખુબસુરતીથી અંજાઇ ને એકાએક હુમલો કરયો હોય. તેણી દુકાનમાં જાય છે, તેણીના કહેવા મુજબ જવાબદાર પોહોંચી જોવા માંગે છે, વાતચીત ચાલે છે તે પછી તેણી ડારક રૂમમાં જાય છે અને પછી આ હુમલો થવાનું તેણી જણાવે છે. તેણી આ સઘલું જણાવે છે તે તદન નહીં માનવા જોગ છે. ફરીયાદી ઘણી ચંચલ સાક્ષી છે અને તેણીના જબાની બહુજ સંભાલથી ધયાનમા લેવાના છે. તેણીનું કહેવું એટલું બેહુદું છે કે તેણીને જવાબદારે ૧૫ મીનીટ સુધી સતાવી હતી. એક હાથે મહોડું દાબયું હતું અને બીજા હાથે અઘટીત છુટ લીધી હતી. શું આ વાતને જરાપણ વજન આપી શકાય ? ફરીયાદી સ્ત્રી છે અને તેની દીલસોઝી તેણીની તરફ ખેંચાય છે પણ કોરટ અનુભવ પરથી જાણતી હશે કે જેટલી સ્ત્રીઓની ફરીયાદ ખરી નીવડી હોય તેટલીજ ખોટી પણ નીવડે છે.

અને તેથી દેખાવમાં નીર્દોષ દેખાતી છોકરી કોરટમાં આવે તેથી કાંઇ તેણી જે કાંઇ બોલે છે તે સઘળું સાચું છે એમ માની લેવું જોઇતું નથી. દુકાનની નજદીકમાં અગીયારી છે છતાં ત્યાં મદદ માટે જતી નથી અને ઘેર જઇ માયને ફરીયાદ કરે છે. ફરીયાદી તદન સાદી માદી અને સાધારણ દેખાવની છે અને તેણી એવી તો કાંઇ ખેંચાણકારક નથી કે જેથી એક આબરૂદાર દુકાનદાર એકાએક માથું ફેરવીને આવું નાદાનીયત ભરેલું કામ કરે. હું તો કહું છું કે ફરીયાદી જે રીતે વર્ણન આપે છે તે એક દીવાના માણસના કામને વર્ણવતી હોય એમ લાગે છે અને જવાબદારને કેદીના પીંજરામાં લાવવાને બદલે તેના મગજના તપાસ કરવા મેડીકલ બોર્ડપર મોકલી આપવો જોઇએ. ઘોરી રસ્તા પર ખુલ્લા દરવાજે આ સતામણી થયેલી કહેવામાં આવે છે. કે જે વખતે કોઇ પણ સડસડાટ દુકાનમાં ચાલી આવે અને જવાબદારને ગુનોહ કરતાં પકડી શકે. એવી જગાએ અને એવા સંજોગો હેઠલ તેણીને સતાવવામાં આવી હોય એ તદન નહીં બનવાજોગ છે.

મી૦ તાલીયારખાને જણાવ્યું કે ફરીયાદીની જબાનીમાં હેરફેર વિગતો છે તે હું બતાવી આપીશ. તેણી લગભગ ૧૦ કલાક પછી ફરીયાદ કરવા જાય છે એટલે તેણી ઉશ્કેરાયલી હાલતમાં હોવી જોઇએ નહી અને તેથી હેરફેર વિગત જણાવવાનું કારણ હું સમજી શકતો નથી. ફરીયાદીએ પોલીસ આગળ જે વિગત જણાવી છે તેથી તદન બદલતી વિગત કોરટને જણાવી છે અને તે ઘણી ગંભીર બાબત છે. કારણ કે ફરીયાદીને સતાવવાનો બનાવ મુદલજ બન્યો નથી અને તેણીની જુબાની ધ્યાનમાં લેતી વખતે કોરટે બહુજ સંભાલ રાખવાની

છે. તેણીએ જવાબદારને તમાચા માર્યા હતા અને એ બીના ખરી હતે તો શું તેણી પોલીસને કહેવાં વિસરી જતે ?

મી. તાલીયારખાને વધુ હેરફેર વીગતો ટાંકી બતાવતાં જણાવ્યું કે ફરિયાદીએ કોર્ટમાં વધુ સદરાગતથી વીગતો જણાવી હતી અને તે એવા ઈરાદાથી કે કોર્ટ પર તેની વધુ ઉંડી અસર થવા પામે. હવે ફરિયાદીની જબાનીને કાંઇ ટેકો મળી શકી જબાની પડી છે કે ? ફરીયાદ પક્ષ ફરીયાદીની માતાની જબાની પર આ ટેકા માટે આધાર રાખે છે પણ પહેલાં તો ફરિયાદીની માતા આ બનાવવાળી જગાએ હતાંજ નહીં. જો ફરિયાદીની માતાની જબાની ફરીયાદીની જબાનીને ટેકો આપનારી નહીં હોય તો પછી ફરિયાદીની જબાનીને કોઇ પણ જાતનો ટેકો બીજી જુબાનીથી મળતો નથી. સાક્ષીઓ મેસર્સ ચીચગર અને મી. બામજીની જુબાની જવાબદારના બચાવને ટેકો આપે છે. જો ફરિયાદીની સતાવણીના બનાવ ખરો હતે તો ફરિયાદીની માતા બપોરનું ભાણું ખાવાનું પડતું મુકી જવાબદાર સાથે મરાવાં ગયાં ત્યારે માત્ર ટણકાથી એટલુંજ કહ્યું કે "ચશ્મો પહેરાવતાં બૈરાંના ગાલોને હાથ લગાડો છો કે ?" તેવણ ઉશ્કેરાયલા હતા, અને જો બનાવ ખરો હતે તો તેવણ જવાબદાર સામે પોતાની દીકરીની સતાવણી કરવાનો ખુલ્લો આરોપ મુકતે, પણ તેવણેં એવો કશો આક્ષેપ મૂકયો નહોતો. કેટલાક દાખલામાં જવાબદાર પોતાની સામે લાવવામાં આવેલા ખોટા મુકદમાના હેતુઓ બતાવી શકે ત્યારે કેટલાક દાખલામાં જવાબદારથી કાંઇ પણ હેતુઓ બતાવવાનું તદન અશક્ય છે. મી. પાપાએ જે સલાહ આપી હતી અને કોરટમા જવાને ના કહ્યું હતું તે મારા બચાવને ટેકો આપે છે એટલે કે મી. પાપાએ અને ફરિયાદીની

માતાએ જોયું કે જે કાંઈ બન્યું હતું તે નીરજીવ હતું અને માત્ર જવાબદારનાં આંગલાં ગાલને લાગી ગયાં હતાં. જો ફરિયાદીની સતામણીનો બનાવ ખરો હતે તો મી. પાપા ફરિયાદીની માતાને ગુપચુપ બેસી રહેવાને કહે એ બની શકેજ નહીં. વળી ફરિયાદ કરવામાં ફરિયાદીને આબરૂ ગુમાવવા જેવું કાંઇ ન હતું. જો ફરિયાદીને ૧૫ મીનીટ સુધી સતાવવામાં આવી હોય તો તેણીની સાડી ફાટે નહીં? હાથમાંના ચીતલ ભાંગે નહીં? અને કાંઇ ઘસારા પડે નહી ? શું અછાડપછાડ કરતાં તેણીના ગાલ પર કાંઇ પણ ઘસારા નહીં પડે ? જો તેણીની પર એવી રીતે ખરેખર હુમલો થયોજ હતે તો તેણીએ જવાબદારને નખરીયાં માર્યાં હતે. પણ તેવું કશું નથી, પણ તેણીની જુબાની પરથી એટલુંજ માલમ પડે છે કે જવાબદાર સતાવતો હતો તે વખતે તેણીએ તમાચા માર્યા અને જવાબદાર તમાચા માટે પોતાનો ગાલ આપતો ગયો. શું આ માનવા જોગ છે ? કોર્ટ પર અસર કરવા આ સઘળી બીનાઓ રજુ કરવામાં આવી છે.

મેજીસ્ટ્રેટ—હુમલાના મુખ્ય બનાવો કયા ?

મી० તાલીયારખાન—જવાબદારે હાથ પકડયા, ફરીયાદીનું મ્હોંડું દાબ્યું અને પછી કીસ કરી દીલ સાથે અઘટીત છુટ લીધી તે મુખ્ય બનાવ છે.

કોર્ટ—તે ફરીયાદીની પહેલી ફરીયાદમાં નથી ? તેણી તો બનાવો જણાવે છે

મી० તાલીયારખાન—૧૫ મીનીટ સુધી હાથ પકડી દીવાલ સાથ દાબી રાખવાનું જણાવતી નથી.

કોટ—તેણીએ સઘળું વર્ણવીને કહેવાનું વાજબી ધાર્યું નં હોય.

મી૦ તાલીયારખાને જણાવ્યું કે તેણી નાસી જવા અને બુમો મારવા છુટી હતી પણ તેણી નાસી જતી નથી તેમજ બુમો પાડતી નથી. જવાબદારે તીજોરી બંધ કરી અને તે પછી તેણીની પર હુમલો કર્યો તે વચે તેણીને નાસી જવા માટે તક અને વખત મલ્યાં હતાં પણ તેણીએ તેમ કર્યું નહી. ફરયાદીએ જે કહ્યું છે તે તદન બનાવટી અને ઉપજાવી કહાડેલું છે.

મી૦ તાલીઆરખાને જવાબદારના બચાવપર આવતાં તેવણે આખું લેખીત બચાવનામું વાંચી સંભળાવ્યું હતું અને તે પર વધુ સરેહ કરવા જાય તેટલાં તેવણનું ધ્યાન ઘડીયાલ પર મી૦ ઘોંડી વકીલે ખેંચ્યું હતું.

મી૦ તાલીયારખાન-મી૦ ઘોંડી મારૂં ધ્યાન ઘડીયાલ પર ખેંચે છે. દેખીતી રીતે તેવણનો સાંજની ચાનો વખત પસાર થઈ ગયો છે. ૫-૪૫ થયા છે અને હું દલગીર છું કે મારૂં ભાષણ પુરૂં કરી શકયો નથી.

મેજીસ્ટ્રેટ-મી૦ તાલયારખાન, તમે તમારો વખત લેવો. હું તમોને દોડાદોડી કરવાને કહેતો નથી. તમોને દોડાદોડી કરી ટુંકમાં પતાવી નાખવાની જરૂર નથી.

મી૦ તાલયારખાન-હું તે સુચના માટે કોરટનો ઉપકારી છું. ખચીતજ આ એવો મુકદમો નથી કે જેમાં મારે એક આંખ ઘડયાલપર ટાંટેલી રાખીને ભાષણ કરવું જોઇએ. હું ધારૂં છું કે આજે બીજો પોણો કલાક

જોઇશે, કારણ કે બચાવપક્ષના સાક્ષીઓની જુબાનીને સામી પક્ષ તોડવાની કોશેશ કરશે અને મને તેનો ફરી જવાબ આપવાનો હક નહીં હોવાથી હું તેઓની જુબાની વીષે બરાબર બોલવા માંગું છું.

બાદ તપાસ તા. ૧૭ મી પર મુલતવી રહી હતી.

આજે તા. ૧૭ મી શુક્રવારે ડા૦ બારટન સામેનો ચકચારભરેલો મુકદમો આખેરીએ આવી પુગ્યો હતો. આજે તેની ૧૧ મી સુનાવણી હતી. કોરટમાં આગલી સુનાવણી વખતે પ્રેક્ષકોની જે ગીરદી જોવામાં આવતી હતી તેવીજ આજે પણ દીસતી હતી અને પોલીસનો બંદોબસ્ત ઘણો સારો હતો

મી૦ તાલીયારખાને પોતાનું ભાશણ આગળ ચલાવ્યું હતું અને તે ખતમ કર્યું હતું. તેવણે એકંદર ચાર કલાક લીધા હતા.

## મી૦ તાલીયારખાનનું ભાશણ.

જવાબદારના ધારાના હેમાયતી મી૦ તાલીયારખાને પોતાનું અધુરું રહેલું ભાશણ આગળ ચલાવ્યું હતું.

મી૦ તાલીયારખાને બચાવ પક્ષની જબાની પર સરેહ કરતાં જણાવ્યું કે એકંદર ૬ સાક્ષીઓ તપાસવામાં આવ્યા હતા અને તેઓએ કેટલીક અગત્યની પોઇંટો મજબુત રીતે સાબેત કરી આપી છે. પહેલી પોઇંટ એ કે ફોનસીકાને નહીં પણ છોકરાને ચશમો લાવવા કાલબાદેવી પર મોકલવામાં આવ્યો હતો. વળી ફોનસીકા ઉપરાંત બીજા ત્રણ જણાઓ દુકાનમાં હતા. એ પોઇંટ પણ સાબેત થઇ છે કે, જેઓની હાજરીમાં ફરીયાદીએ જે બનાવ બનેલો વરણ-

ઓ છે તે કંઇ પણ બની શકેજ નહીં. હાસમ અને દુકાનના છોકરાની જબાની બતાવે છે કે ચસમો તઇયાર કરવા કાલબાદેવી ખાતે મોકલવામાં આવ્યો હતો. વળી હાસમના કુટુંબમાં મરણ થવાની બીના પણ મરણ સરટીફીકેટ રજુ કરીને સાબેત કરી બતાવવામાં આવી છે. હાસમની જબાનીની સચાઇ તોડવા ઉલટ પાલટ તપાસમાં કાંઇપણ સુચના થઇ નથી અને તે બચાવપક્ષનો સાક્ષી છે તે સીવાય બીજો કાંઇ પણ મુદ્દો નથી કે જેથી તેની જબાની કોરટે નહીં માનવી જોઇએ

મેજીસ્ટ્રેટ—જો હાસમની જુબાની માનું તો તમોને કેવી રીતે મદદ-રૂપ થઇ પડે?

મી. તાલીયારખાન—જો કોરટ હાસમની જુબાની માને તો કાંઇ પણ શક વગર આ બીના સાબેત થાય છે કે તકરારી દીવસે ફ્રાન્સીકા નહીં પણ છોકરો ચસમા લેવા ગયો હતો.

મેજીસ્ટ્રેટ—મારે ફ્રાન્સીકા અને છોકરાની જુબાની બહુ સાવચેતીથી ધ્યાનમાં લેવાની છે કારણ કે તેઓ જવાબદારના નોકરો છે.

મી. તાલીયારખાને ફ્રાન્સીકા અને છોકરાની જુબાની પર બોલતા જણાવ્યું કે ફ્રાન્સીકાએ જુબાનીમાં જણાવ્યું છે કે સવારના દુકાન ખોલી ત્યારથી તે લંચ લેવા ગયો ત્યાં સુધી તે દુકાનમાં હતો અને ઉલટ પાલટ તપાસમાં એવું કશું બાહેર પડયું નથી કે જેથી કોરટને તેની જુબાનીને શકની નજરેથી તપાસવાને જણાવવામાં આવે. છોકરો ગયો હતો કે નહીં તે મુળ બાબત છે અને બચાવ પક્ષના ત્રણ સાક્ષીઓ ફરિયાદીની જુબાનીને તોડી પાડે છે અને જુઠી ઠરાવે છે કે ફ્રાન્સીકા

ચશ્મો લેવા ગયો હતો. જો તમો ફરીયાદીની આ પોઈંટપર જુબાની નહીં માનો તો ફરિયાદ પક્ષનો મુદ્દમો તુટી પડે છે કારણ કે ફરિયાદ પક્ષે આ પોઈંટપર અમલો ઉઠાવ્યો છે. ફરીયાદ પક્ષ એવું બતાવવા માંગે છે કે ફ્રેન્સીકાના જવા પછી દુકાનમાં કોઈ ન હતું પણ બચાવ પક્ષના ચાર સાક્ષીઓએ જણાવ્યું છે કે છોકરો ગયો હતો અને ફ્રેન્સીકા ઉપરાંત ત્રણ ગ્રાહકો હતા. ઉલટ પાલટ તપાસમાં આ સાક્ષીઓને પૂછવામાં આવ્યું છે કે તેઓ પાસે કાંઈ લેખીત નોંધ છે કે ? તેઓને એવી નોંધ રજુ કરવાને જણાવવું તદ્દન બેહુદું છે.

મેજીસ્ટ્રેટ—તેનું કારણ એ કે દુકાનમાં શું બન્યું હતું તેના સબંધમાં આ સાક્ષીઓની યાદદાસ્ત બહુજ તીક્ષ્ણ દીસતી હતી. અને તેઓએ વીગતવાર વર્ણવીને તે બીનાઓ જણાવી હતી જ્યારે તે તકરારી દીવસ પહેલાના બનાવોનાં સબંધમાં તેઓની યાદદાસ્ત ઝાંખી પડેલી દીસતી હતી.

મી. તાલીયારખાને જણાવ્યું કે ચશ્મા સાથે મોકલવામાં આવેલી બે સ્લીપો રજુ થઇ નથી તેથી એમ નથી ઠરતું કે હાસમની જુબાની ખોટી છે. હાસમ યા જવાબદાર કાંઇ પણ રેકરડો રાખતા ન હતા અને આવી સ્લીપોને અગત્યતા શું કામ આપવી જોઇએ તે હું સમજી શકતો નથી. જો આ સ્લીપો અગત્યની હતે તો જવાબદાર માટે તે હાથે લખી કહાડીને ઉપજાવી કહાડતાં શું વાર લાગતે ? જવાબદાર કાંઇ લોરેન્સ એન્ડ મેયોની માફક મોટા પાયા પર ધંધો કરતો નથી અને માત્ર નાની ચીજોની ખરીદી કરતાં રસ્તે ચાલતાં ગ્રાહકો ચઢી આવી ખરીદી કરી જાય છે અને તેથી જવાબદારને હીસાબ રાખ-

વાની કાંઇ જરૂર નથી. ફ્રાન્સીકાની જુબાની સામે શક લઇ જવાને શું કારણ છે? નોકર થયો તેથી શું? તે શું કામ સોગંદ પર ખોટી જુબાની આપે? આ તકરારી દીવસે બનાવ બન્યો હતો તેથીજ તેને સઘળી વાત યાદ રહી ગઇ હતી. ફ્રાન્સીકાએ બનાવના દીવસે રાતનાજ પોલીસ આગળ જણાવ્યું હતું કે દુકાનમાં પારસી અને હીંદુ ગ્રાહકો આવ્યા હતા.

મી. થાણાવાલા--તેજ રાત્રે નહીં પણ બે દીવસ પછી તેણે સ્ટેટમેન્ટ કર્યું હતું. ફ્રાન્સીકાને પોતાનું મ્હોડું ખોલવાની જે પહેલી તક મળી હતી તેજ વખતે પોલીસને કહ્યું હતું.

મેજીસ્ટ્રેટ--ફ્રાન્સીકાની જુબાનીએ મારા પર શું અસર કરી છે તે હું કહું છું. તેણે દુકાનમાં બનેલો બનાવ એવો તો બારીકીથી વીગતવાર વર્ણવ્યો છે કે જાણે તેણે એક આંખ કાચ ઘસવાના કામ પર અને બીજી આંખ દુકાનમાં બનતા બનાવ પર રાખી મુકી હોય એમ લાગે છે.

મી૦ તાલીયારખાને ફ્રાન્સીકાની જુબાની વાંચી સરેહ કરતાં જણાવ્યું કે ફ્રાન્સીકાએ પોતાના શેઠને કાલબાદેવી જઈ ચસમો લઇ આવવાનો હુકમ છોકરાને આપતાં સાંભળ્યો હતો તેમાં અસાધારણ જેવું કશું ન હતું કારણ કે આપણા હીંદીઓની આદત છે કે કામ કરતાં કરતાં બીજી ચીજ પર નજર અને કાન રાખી મુકે.

મેજીસ્ટ્રેટ—ફ્રાન્સીકા જણાવે છે કે તેણે છોકરાને દુકાનમાંથી જતાં પણ જોયો હતો.

મી૦ તાલીયારખાને જણાવ્યું કે તે કામ કરી બાહેર આવ્યો હશે તે વખતે છોકરાને દુકાનમાં જોયો ન હતો. છોકરાની જબાની ટુંકી ને ટચ છે અને હાસમ, છોકરા અને ફ્રાન્સીકાની જબાની આ બીના સાબીત કરે છે કે ફ્રાન્સીકાને નહીં પણ છોકરાને ચશ્મો લેવા મોકલવામાં આવ્યો હતો અને છોકરાએ ગ્રાહકોને જોયા હતા. હવે પારસી સાક્ષી ધનજીશાહની જુબાની તપાસીએ. તેની જુબાની વિરૂદ્ધ એજ બીના લાવી શકાય કે તે છેલ્લે તબકકે આવ્યો હતો; પણ જવાબદારનું લેખીત બચાવનામું વાંચતાં તેનું ધ્યાન ખરી રીતે ખેંચાયું હતું કારણ કે તેમાં તે બનાવને લગતી ખરી વીગતો આવી જતી હતી. સાક્ષીની જુબાનીમાં નહીં માનવા જેવું શું છે? તેને સોગનપર ખોટી જુબાની આપવાનું કારણ શું? તે ખોટો સાક્ષી હતો તો ઉલટપાલટ તપાસમાં ઘડી પળ પણ ટકી શકતે નહીં. તા. ૧૮ મીનો દીવસ ખાસ યાદ રાખવાનું કારણ તે સાક્ષીએ આપ્યું છે. આ ચાર સાક્ષીઓએ ફરીયાદ પક્ષનો મુકદમો તોડી નાખ્યો છે.

મી. તાલીયારખાને જણાવ્યું કે ફરિઆદ પક્ષથી સુચના થઇ શકેજ નહીં કે જે વખતે પ્લાન બતાવવામાં આવ્યો હતો તે વખતે દુકાનની ગોઠવણ તકરારી દીવસે જે ગોઠવણ હતી તેથી જુદીજ છે. આ પ્લાન અગત્યનો છે કારણ કે દુકાનની જગા તેમજ અંદરના ઓરડા કેટલા ખુલ્લા છે તે માલમ પડે છે. દુકાન ધોરી રસ્તાપર છે અને જે કોઇ બહારથી અંદરનું જોવા માંગે તો બહારથી જ્યાં ફ્રાન્સીકા બેઠો હતો ત્યાં સુધીનું જોઇ શકે. દુકાનની અને જ્યાં બનાવ બન્યો હતો તે જગા એટલી તો ખુલ્લી છે કે કોઇ પણ સીધો ચાલી આવે અને એવી

જમાએ ફરીઆદીએ જે રીતે સતાવણી થવાનો બનાવ વર્ણવ્યો છે તે કદી પણ બની શકે નહીં, સીવાય કે ફરીઆદીની સતાવણી કરનાર તદન દીવાનો માણસ હોય. સાક્ષી સબ-ઇન્સપેક્ટર કાદરશાહે કોરટને જણાવ્યું છે કે ફરીઆદી તેમજ તેણના માતાને સ્ટેટમેંટ વાંચી સંભળાવવામાં આવ્યું હતું જ્યારે તે બન્ને જણાઓએ સોગનપર કહ્યું છે કે. તે વાંચી સંભળાવવામાં આવ્યાં ન હતાં. આ સાક્ષીની જુબાની મુજબ ફરીઆદીની જુબાની જરા પણ ભરોસો મુકવા લાયક નથી. ફરીઆદીને જવાબદારના પંજામાંથી નાશી જવાની ઘણી તકો મળી હતી પણ તેણીએ તક લીધી ન હતી. કોઇ પણ આબરૂદાર છોકરીને આવી જાતની સતામણી કરવામાં આવે તો દુકાનમાં એક પળ પણ રહે? જો તેણી રાજીખુશીથી પક્ષકાર હોય તોજ આ બનાવ બની શકે પણ મારો કેસ તે નથી. અમારો તો કેસ એ છે કે આ બનાવ મુદલજ બન્યો ન હતો. પોલીસની ઝડતીમાં તીજોરીમાંથી ઝવેરાત મળ્યું ન હતું તેનું કારણ એટલુજ કે તીજોરીમાં કોઈ પણ વખતે ઝવેરાત રાખવામાં આવ્યું હતુંજ નહીં. જો આ બનાવ ૧૫ થી ૨૦ મીનીટ સુધી બન્યો હોય તો બાજુના દુકાનદારનું ધ્યાન ખેંચાતે પણ બહુજ અજાયબ જેવું છે કે ફરિઆદ પક્ષે બાજુના દુકાનદારને સાક્ષીઓ તરીકે બોલાવ્યા નથી. જવાબદારે જોયું કે ફરિઆદી વીંટી વીગેરેના સબંધમાં ગુસ્સે થઇ હતી તો પછી જવાબદાર તેણીના દીલ સાથે અઘટીત છુટ લેવાનો વીચાર કરી પણ શકે? સીવાય કે તે દીવાનો થઇ ગયલો હોય. ફરીયાદી કાંઇ ગામડીવણ બોથડું છોકરી નથી પણ તેણી બહુજ ચબરાક અને હોશીયાર છોકરી છે અને તેણીએ મેં બહુજ સભ્યતાથી પુછેલા

સવાલોનો બહુજ અણુકાથી અને ફફપ્રઃ ચપળતાથી જવાબ આપ્યો છે અને તે બતાવે છે કે તેણી બહુજ હીંમતવાન છોકરી છે અને કોરટમાં તેણીએ પોતાનું જે પાણી બતાવ્યું છે તે જોતાં જો દુકાનમાં ખરેખર બનાવ બન્યોજ હતે તો તેણી શું કરવાનું બાકી રાખતે તે હું સમજી શકતો નથી. કોઇ શખસ સામે સ્રી પર હુમલો કરવાનો આરોપ મુકવો બહુજ સહેલું કામ છે પણ માનવું કઠણ છે પણ તે શખસ ગમે તેટલો નીરદોશ હોય તે છતાં બચાવ કરવાનું તેથી વધુ કઠણ છે.

મી તાલીયારખાને જણાવ્યું કે ફરીઆદપક્ષે મુકદમો પુરવાર કર્યો છે કે? ફરીઆદ પક્ષના જુબાની તપાસતાં તે કેટલેક ભાગે સહરાગતી, કેટલેક ભાગે બીન ભરોંસાદાર અને કેટલેક ભાગે હેરફેર માલમ પડે તો કોરટ ફરીયાદીની કોરટમાં આવવાની ધારણા ખ્યાલમાં લીધા વગર, જવાબદારને તે લેભાગુ જુબાનીપર તકસીરવાર ઠરાવી શકે નહીં. જો કોર્ટના મનપર જરા પણ શંકા રહેવા પામે તો જવાબદારને શકનો પુરેપુરો લાભ મલવો જોઇએ. ફરીયાદીએ ગાલને માત્ર આંગળાં લાગી જવાના બનાવને ગંભીર રૂપ આપી દીધું છે અને ફરીયાદ પક્ષ મુકદમો પુરવાર કરવાને નીષ્ફળ ગયો છે. ફરીયાદીએ ભાઇને મોકલવાની ધમકી આપી તે છતાં જવાબદાર તો દુકાનમાં આખો વખત રહે છે.

બાદ વધુ તપાસ શનીવાર પર મુલતવી રહી હતી.

ડો૦ બારટન સામેનો ચકચારભરેલો મુકદમો આજે આખરીએ આવી પુગ્યો છે. આજે શનિવાર તા. ૧૮-૮-૨૮ મીએ તેની ૧૨ મી સુનાવણી હતી. કોર્ટમાં આગલી સુનાવણી વખતે પ્રેક્ષકોની જે ગીરદી જોવામાં

આવતી હતી તેવીજ આ સુનાવણી વખતે પણ દીસતી હતી અને પોલીસનો બંદોબસ્ત ઘણો સારો હતો.

આજે પોલીસ પ્રોસીકયુટર મી• રૂસ્તમ પી. થાણાવાળાએ ભાષણ કર્યું હતું.

## પોલીસ પ્રોસીકયુટર મી. થાણાવાલાનું ભાષણ.

પોલીસ પ્રોસીકયુટર મી. રૂસ્તમ થાણાવાલાએ ભાષણ કરતાં જણાવ્યું કે મારા વીદ્વાન મીત્ર મી. તાલીયારખાને જે છટાદાર ભાષણ કર્યું છે તે પછી ફરીયાદપક્ષ અને બચાવપક્ષ તરફથી રજુ થયેલી જુબાની પર કેટલીક સરેદ કરવાનો હવે મારો હક છે. ફરીયાદ પક્ષનો મુકદમો સાદ: અને સુતરો છે અને ફરીઆદીના જુબાનીને તેવણના માતાની જુબાનીથી ટેકો મળે છે. મુખ્ય મુદ્દાનાં સબંધમાં ફરીયાદીની જુબાની તદ્દન સાચી છે અને અહીં તહીં હેરફેર ‍ીગતો હોય પણ કોરટે તેણીની જબાની સામટી રીતે ધ્યાનમાં લેવાની છે. ફરીયાદી આ મુકદમો શું કામ લાવી તે સામે કાંઇ પણ હેતુ બતાવવામાં આવ્યો નથી. પણ બલકે કોશીશ વટીક કરવામાં આવી નથી. હું ફરીયાદ પક્ષનો મુકદમો ત્રણ ભાગમાં વહેંચી નાંખું છું. તેણી ડા. બારટનની દુકાનમાં દાખલ થઇ અને ડાર્ક રૂમમાં ગઇ તે વચ્ચે શું થયું બીજો ભાગ એ છે કે ડાર્ક રૂમમાં શું બન્યું અને ત્રીજો ભાગ એ છે કે ડાર્ક રૂમમાંથી નીકળીને દુકાનમાંથી ચાલી ગઇ તે વચ્ચે શું બન્યું.

મી. થાણાવાલાએ ફરીવાદીએ આપેલી જુબાનીપર સરેહ કરતાં જણાવ્યું કે ફરીયાદીએ સાચા દીલથી કબુલ કર્યું હતું કે ડા.

બારટનના આંગળાં ગાલને લાગી ગયાં હતાં તે અકસ્માતથી હતાં અને જો બચાવપક્ષ જણાવે છે તેમ આ ખોટી ફરીયાદ ડા. બારટન સામે લાવવામાં આવી હોય તો પછી ફરીયાદી તેટલું પણ શું કામ કબુલ કરતે. ફરીયાદીની જુબાની એવી છે કે ડા. બારટને ઝવેરાત તીજોરીમાં મુકવા પછી તેવણુ એકદમ વળગી પડયા હતા. ફરીયાદી રાજીખુશીથી પક્ષકાર ન હતી એમ હું બતાવી આપીશ. પહેલાં તો ડા. બારટને પહોંચી કહાડવા માગી ત્યારે ફરીયાદી છછણી પડયાં હતાં અને જવાબદારે વીંટી બતાવી ત્યારે ફરીયાદીએ ગુસ્સો બતાવતાં કહ્યું હતું કે મારા હાથમાંની વીંટી જોતા નથી?

મી૦ થાણાવાલાએ ફરીયાદીની જબાનીમાંથી ફકરાઓ વાંચી સંભળાવતાં જણાવ્યું કે તેણીએ ડા૦ બારટનની આ નાપસંદ ચાલ માટે એકથી વધુ વખત ગુસ્સો અને તીરસ્કાર બતાવ્યો હતો અને તેણીએ લાત વટીક મારી હતી. વળી "તમો ડાકટર છો કે હજામ?" આ ટીકા ઘણી અગત્યની છે અને આ સઘળી બીના બતાવે છે કે તેણી રાજીખુશીથી પક્ષકાર હતી નહી.

મી૦ તાલીયારખાન —તેણી રાજી ખુશીથી પક્ષકાર હતી એવો અમારો બચાવ હેજ નહી.

મી૦ થાણાવાલાએ જણાવ્યું કે જવાબદારે ફરીયાદી કેવા પ્રકારની હતી તેનો ચોખો ચાંપી જોવા કેવા રીતે પગથીયાં ભર્યાં તે હું બતાવીશ. પહેલાં તો જવાબદારે એલાર પેલાર વાત કરી ફરીયાદીનું નામ વીગેરે પુછ્યું અને પછી ઝવેરાત વીગેરેની વાત કહાડી અને

જો ફરીયાદીની વાત માનવામાં આવે તો એક ધંધાદારી માણુસ માટે આવી જાતની વાત કરવાની જરૂરજ શું હતી. તીજોરીમાંથી ઝવેરાત મળ્યું ન હતું પણ ફરીયાદ પક્ષનું મજબુતાઇથી કહેવું છે કે તે વખતે ઝવેરાત હોવુંજ જોઇએ. કારણ કે દુકાનમાં રૂ. ૨૦ થી રૂ. ૩૦ ના વકરા માટે તીજોરી રાખવામાં આવી હોય એ તદન બેહુંદું અને નહીં બનવા જોગ છે. જડતી તો કલાકો પછી લેવામાં આવી હતી અને જવાબદાર માટે તે ઝવેરાત કહાડી લઈ જવાનો પુરતો વખત હતો. તે પછી જવાબદારે ફરીયાદી સાથે જે અઘટીત છુટ લીધી હતી તે કામમાં તેની સામે મેલાવલા આરોપને લગતી કલમમાં આવી જાય છે. હવે આપણે જવાબદારની વર્તણુંક તપાસીએ. મી૦ બામજી અને મી૦ ચીચગર આગળ જવાબદાર ખુલાસો કરવાને અને ફરીયાદીની માતાની માફી માંગવાને તૈયાર થયો હતો. જવા-બદારે ફરીયાદીની માતાને કાંઇ પણ બોલવાની તક આપી ન હતી, કારણ કે તેનું અંતઃકરણ ડંખતું હતું અને તેથી તે ગભરાઇને અંદર ભરાઇ ગયો હતો. શું એક નિર્દોષ માણુસની આવી વર્તણુંક હોય? તે એટલો ગભરાયો શું કામ હતો? તે માફી માંગવાને શું કામ તૈયાર થયો હતો? આ બે સાક્ષીઓ મેસર્સ બામજી અને ચીચગરની ઉલટપાલટ તપાસ લેવામાં આવી ન હતી અને તેથી તે કોરટે પુરેપુરી માનવી જોઇએ. વળી જવાબદાર અને આ બે સાક્ષીઓ વચ્ચે કાંઇ દુશ્મનાઇ હતી નહીં. તો તેઓ કોરટમાં આવીને જવાબદારની વિરૂદ્ધ શું કામ જબાની આપે? વળી ફરિયાદીના પહેલા સાક્ષી ડૉ૦ નાણાંવટીની જુબાની બહુ અગત્યની છે. તેવણે જણાવ્યું કે આંખ તપાસવાનું કામ ઓફ થેલમીક સરજનોનું છે અને નહીં કે ચશ્મો આપનારનું.

અને તેથી ફરીયાદીની જુબાની માનવામાં આવે તો ડા૦ બારટનને ફરીઆદીની આંખ તપાસવાની મુદ્દલજ જરૂર ન હતી.

મી. થાણાવાલાએ જણાવ્યું કે ફરીઆદીની માતાની વર્તણુંક તપાસીએ. ફરીઆદીએ ઘેર જઇ ફરીઆદ કરતાં તેવણના માતા એકદમ ઘરમાંથી બાહેર નીકળી પડયાં હતાં જે એક દીકરીની ઇઝત અને વહાલ માટેની માતાની કાળજી બતાવે છે. ફરીયાદીનાં માતા ખુલાસો માંગવાને ગયાં ત્યારે જવાબદાર હીચકારા માફક અંદર ભરાઈ ગયો હતો અને એક નીર્દોશ માણસ તેવી રીતે કદી પણ વરતે નહીં. ફરીયાદી ગરીબ વર્ગની છે એવું બતાવવા તેણીને ઉલટપાલટ તપાસમાં કેટલાક સવાલો પુછવામાં આવ્યા હતા પણ ગરીબાઇ કાંઇ પાપ નથી. ફરીયાદીને શરૂઆતમાં ઉલટપાલટ તપાસમાં જે કેટલાક સવાલો પુછવામાં આવ્યા હતા તે પરથી એવું લાગ્યું હતું કે પૈસા નીચોવવાનો હેતુ બચાવ પક્ષ બતાવવા માંગતી હતી, પણ તે ખ્યાલ પડતો મુકવામાં આવ્યો હતો. તે પછી ઉલટપાલટ તપાસમાં ફરીયાદીને એવું પુછવામાં આવ્યું હતું કે તેણીની માતાએ આ ખોટી ફરીયાદ લાવવાને ઉશ્કેરી હતી કે નહી? પણ કઇ મતલબ ખાતર ફરીયાદીને તેવણના માતા ઉશ્કેરે? તે પછી જવાબદારે પોતાના લેખીત બચાવનામામાં આ બનાવનો તદ્દન ઇનકાર કર્યો હતો અને એ રીતે જવાબદાર પોતાનો બચાવ જુદા જુદા તબક્કાએ બદલતો ગયો હતો. ફરીયાદી જેણી અદરાયલી છે તેણી ડા. બારટનને ધંધા અને ઇઝતથી ઉખેડી નાખવા ખોટી ફરીયાદ શું કામ લાવે? આવી જાતના મુકદમામાં. વહન બનવાજોગ

છે કે ફરીયાદ પક્ષ આ બનાવ નજરે જોનાર સાક્ષીઓ રજુ કરી શકે નહીં અને તેથી કોરટે ફરીયાદીના જુબાનીજ ધ્યાનમાં લેવાની છે. ફરીયાદીએ કેવી રીતે જબાની આપી છે તે તપાસીશું. ફરીયાદીએ ડા૦ બારટનના પંજામાંથી છુટવા અનેક કોશેશો કરી હતી પણ તેણીને એક પણ તક મળી ન હતી. બચાવપક્ષ તરફથી એવી દલીલ લાવવામાં આવી છે કે તેણીએ અગીયારીમાં જઇને મદદ કાંય નહીં માંગી? પણ ૧૬ વરસની ઉમ્મરની એક છોકરી શું રસ્તામાં પોતાની આબરૂ બાહેર પાડે? તેણી કાંઇ પણ વખત ગુમાવ્યા વગર માતા આગળ દોડી ગઇ હતી જે તેણીને પહેલો અને ખરો ખ્યાલ સુઝયો હતો.

મા. થાણાવાળાએ જણાવ્યું કે ફરીયાદીએ હેરફેર વીગતો જણાવી તે પર સામી પક્ષે બચાવનો મોટો અમલો ઉઠાવ્યો છે. પણ મારૂં કહેવું એવું છે કે આ હેરફેર વીગત જણાવવામાં ફરીયાદીને શું લાભ થવાનો હતો. હાથની પહોંચીના સબંધમાં હેરફેર વીગતો હોય પણ આ બનાવ તો બન્યો હતોજ. મુખ્ય મુદ્દા ફરીયાદીને ચુમી લેવાના અને તેણીના દીલ સાથ અઘટીત છુટ લેવાના છે જે પોલીસ આગળ કરેલા સ્ટેટમેંટમાં છે. તેણીએ પોતાને ૧૫ મીનીટ સતાવવામાં આવી હતી એમ કહેવામાં તેણીએ સહરાગત કરી હોય. પણ તેણીએ કાંઇ અદાવત યા કપટ ખાતર આ સહરાગત કરી ન હતી. પણ વખતના સુમાર સબંધી તેણીનું તે અજ્ઞાનપણું બતાવે છે. તેણીને પોલીસ સ્ટેશનપર જઇ ફરીયાદ નોંધાવવાનો અનુભવ ન હતો. તેણી સાદી માદી અને સાધારણ દેખા-

વની છે પણ જેમ નદીઓ જુદા જુદા પ્રકારની હોય છે તેમ માણસોના ફાંટાઓ પણ જુદા જુદ અને વીચીત્ર પ્રકારના હોય છે. અને કોરટે વ્યાજબી રીતે કહ્યું હતું તેમ ટેસ્ટ પણ જુદા જુદા હોય છે.

મી૰ થાણાવાલાએ ફરીયાદ નોંધાવવામાં થયેલી ઢીલના સબંધમાં બોલતાં જણાવ્યું કે કોઇ ગમે એટલું ગરીબ હોય, પણ આવી જાતની ફરીયાદ કરવાને લજવાય અને અચકાય એ તદ્દન કુદરતી છે. ફરીયાદીની માતાને સોલીસીટર મી૰ પાપાએ ફરીયાદ નહીં કરવાની સલાહ આપી હતી પણ સાંજના ફરીયાદીના થનારા ધણી 'ઇંડીયન ડેલીમેલ"ની નકલ લાવ્યા અને તેજ વખતે "જામે-જમશેદ"ના રીપોર્ટર મી૰ ડોકટરનું ફરીયાદીના ઘેર જવું થયું અને ફરીયાદીની માતાએ ફરીયાદ નોંધાવવાનું વ્યાજબી જોયું હતું. હું કહું છું કે "ઇંડીયન ડેલીમેલ"માં રીપોર્ટ આવ્યો ન હતે તો આ મુકદ્દમો રોશની જોવા પામતેજ નહીં. ફરીયાદીએ આંચકી વગર સાચી જબાની આપી છે.

મી થાણાવાલાએ જણાવ્યું કે બચાવપક્ષે એવી દલીલ કરી છે કે ફરીયાદીને જવાબદારની બુરી દાનત માલમ પડી ત્યારે તેણી નાશી કાં નહીં ગઇ? પણ તેનો ખુલાસો ખુલ્લો છે. તેણીએ બે ત્રણ વખતે નાશી છુટવાની કોશેશ કરી હતી, પણ તેણી નાશી શકી ન હતી, કારણ કે તેણીને તક મળી હતીજ નહીં. ફરીયાદ પક્ષ જવાબદાર સામે આરોપ સાબીત કરવાને ફતેહમંદ નીવડી છે અને

જો કે બનાવ નજરે જોનાર સાક્ષીઓ નથી પણ એકમેકને ટેકો આપનારી જબાની પડી છે.

મીο થાણાવાલાએ જણાવ્યું કે જવાબદાર આ બનાવ બનવાનો ઇનકાર કરે છે. પણ ડોο બારટનને ફરીયાદી યા તેવણનાં માતા સાથ કાંઇ પણ દુશ્મનાઈ ન હતાં અને તેથી મારી દલીલ એવી છે કે ફરીયાદીએ માત્ર સાચી જબાની આપી છે. આ ખોટી ફરીયાદ શું કામ લાવવામાં આવી છે તેનો હેતુ જવાબદારે બતાવ્યો નથી. ડોο બારટન સામે ખોટી ફરીયાદ લાવવામાં માય દીકરીને લાભ શું? તેઓની મતલબ શું? ડોο બારટન એક ધંધાદારી છે અને તેથી ખોટી ફરીયાદ લાવવામાં મોટો જોખમ છે એમ કોઇ પણ સમજી શકે.

મી. થાણાવાલાએ બચાવપક્ષના સાક્ષીઓની જુબાની પર સરેહ કરતાં જણાવ્યું કે હાસમે જણાવ્યું છે કે છોકરો ચશ્મો લેવા આવ્યો હતો. એકબારગી એમ કબુલ રાખીએ કે છોકરો લેવા ગયો હતો તો તેથી કાંઇ એમ પુરવાર નથી થતું કે ફ્રાન્સીકા દુકાનમાંજ રહ્યો હતો. હાસમને તા. ૧૬ મીએ ઓડંર મહયો હતો એમ બતાવવાને કાંઇ પણ નથી. અને હાસમે તે સબંધમાં ખોટી જુબાની આપી છે. ફ્રાન્સીકાની જબાની શું છે? કાંઇજ નહીં, પણ જવાબદારનાં લેખીત બચાવનામાનો ઉતારો! ને તેની જબાની જવાબદારનાં લેખીત બચાવનામાની લાઇને લાઇનને ટેકો આપે છે. જો પોલીસ આગળ ફ્રાન્સીકાએ બધી વીગત જણાવી હતે તો પોલીસ પારસી અને બીજા સાક્ષીઓના સબંધમાં તપાસ કરતે. આ સાક્ષી બહુ તીક્ષણ અને અસાધારણ યાદદાસ્ત ધરાવતો લાગે છે. આ

સાક્ષી પોતાના શેઠને બચાવવા માંગે છે અને તૈયાર કરી મુકેલી જુબાની કોરટમાં ભરડી જાય છે અને હું કહું છું કે આ તદ્દન ઉભો કરેલો બનાવટી સાક્ષી છે અને કોર્ટે તેની જબાની ધ્યાનમાં લેવી જોઇતી નથી. ધનજીશાહ સોરાબજીને જુઠા લબાડ સાક્ષી તરીકે વર્ણવતાં મને જરા પણ આંચકો લાગતી નથી. આ સાક્ષી બહુ સગવડભરી રીતે આવી પુગ્યો છે. આ સાક્ષીને પ્રમાણીક સાક્ષી તરીકે લાવવામાં આવ્યો છે. તે પરેલમાં રહે છે અને પરેલથી કોટ વચ્ચે સંખ્યાબંધ દુકાનો હોવા છતાં તે પરેલથી કોટમાં ડા. બારટનનીજ દુકાને આવે છે અને તે પણ બનાવના દીવસેજ કાચ બેસાડવા આ દુકાનપર જાય છે તેની જબાની પણ જવાબદારના લેખીત બચાવનામાનો લાઇન પર છે. ફરીયાદીની ઉલટપાલટ તપાસમાં દુકાન પરના ગ્રાહકોનો બીના બાહેર પડે છે અને આ પારસી સાક્ષી આ મુકદમાનો અહેવાલ ન્યુસપેપરમાં વાંચતો હોવાનું કબુલે છે તે છતાં તેની યાદદાસ્ત તો માત્ર તા૦ ૨૯ મી જુલાઇના 'કયસર' થીજ તાજી થાય છે. ઘણું અજાયબ જેવું તો એ છે કે આ સાક્ષી વીમાની રસીદો સાથે લઇને ફરતો હતો જે બતાવે છે કે તેણે પોતાની સાથના પુરાવા બતાવવાની તૈયારી આગમજથી કરી રાખી હતી. આ સાક્ષી દુકાનમાં મુદલજ હતો નહી અને તેને બચાવપક્ષને ટેકો આપવા લાવવામાં આવ્યો છે. આ સાક્ષીનાં જુબાની મુદલજ ધ્યાનમાં નહીં લેવાને હું કોરટને જણાવું છું. પ્લાનથી જવાબદાર ને મદદ મલતી નથી, કારણ કે બનાવના દીવસે દુકાનના ફરનીચરની હાલત કેવી હતી તે વીશે કાંઇ પણ જુબાની રજુ થઇ નથી. રશીપોના સબંધમાં મી૦ તાલીયારખાને જણાવ્યું હતું કે તે પોઇંટ

અગત્યની હતી નહી, કારણ કે જવાબદાર ચાહતે તો તે બનાવટી ઉભી કરતે પણ મારી તકરાર એ છે કે કોઇ પણ જવાબદાર બનાવટી લેખીત પુરાવા ઉભા કરવાની મુર્ખાઇ કરે નહી અને આ મુકદમામાં જવાબદારે બનાવટી જુબાની ઉભી કરી છે, પણ બનાવટી લેખીત પુરાવા ઉભા કરવાની હીંમત કરી નથી.

મીં૦ થાપ્પુ વાળાએ બે કલાક પછી ભાષણ પુરૂં કરતાં જણાવ્યું કે જો કોર્ટ ફરીયાદ પક્ષની જુબાની માને તો કોર્ટે જવાબદારને તેની સામે મેલાપલા આરોપ માટે તકસીરવાર ઠરાવવો. પણ જો કોરટને જરા પણ ડગમગો લાગે તો શકનો પુરેપુરો લાભ જવાબદારને આપવો.

ના. મેજીસ્ટ્રેટે જણાવ્યું કે એક યા બીજો પક્ષ મારા ચુકાદાની સામે કદાપી અપીલમાં જવાનો વીચાર કરે તેટલા માટે મારે મારા ચુકાદામાં અનુમાનપર આવવાનાં કારણો દર્શાવવાં જોઇશે અને તેથી ચુકાદો આપતાં મને વખત લાગશે. હું ચુકાદો સોમવાર તા૦ ૩ જી સપ્ટેમ્બરના દીવસે આપીશ.

ઇન્ડીઅન ડેલી મેલમાં પ્રગટ થએલું લખાણ.

## ડૉ. બારટન સામે ગંભીર આરોપ.

### તેમની દુકાન પાસે મચેલું ધાંધલ.

### ડૉ. બારટનનો ખુલાસો.

સોમવાર તા. ૧૮મી જુનને દિવસે હોનબી રોડ ઉપર વ્હાઇટવે લેડલો કંપની સામે આવેલી ડૉ. બારટનની ચશ્માની દુકાન પાસે ભારે ધાંધલ મચી રહી હતી. લોકોનું ઉશ્કેરાયલું ટોળું તેમની દુકાન પાસે

એકઠું મળ્યું હતું. પરંતુ ડૉ. બારટને પોતે તેમજ બહારના કોઈ માણસે પોલીસને ટેલીફોન કરવાથી પોલીસ આવી પહોંચવાથી મામલો ગંભીર સ્વરૂપ પકડતો રહી ગયો હતો. લોકોના ગુસ્સાથી બચવા માટે ડૉ. બારટન પોતાની દુકાનના એક ઓરડામાં ભરાઈ ગયા હતા અને પોલીસ મદદ આવી પહોંચ્યા પછીજ તેઓ બહાર નીકળી શક્યા હતા.

તપાસ કરતાં એમ જણાયું હતું કે કોઇ પારસી છોકરી પોતાની આંખ તપાસાવવા આવી હતી તેની ઉપરથી આ ધાંધલ ઉભું થયું હતું. તે છોકરી ડૉ. બારટનની એક રૂમમાંથી બહાર ધસી આવતી દેખાઇ હતી અને તેણે એવી બુમ પાડી હતી કે દુકાનના માલીકે તેની છેડતી કરી હતી. લોકોનું ટોળું એકદમ ડૉકટરની દુકાનની સામેજ એકઠું મળ્યું અને ધમકી આપવા લાગ્યું. આથી ડૉકટર પોતાની ડાર્ક રૂમમાં ભરાઇ ગયા. લોકોએ તેમની દુકાન પર ધાંધલ મચાવવાનો પ્રયત્ન કર્યો અને કેટલાક તોફાની સખ્સોએ તો ડૉકટરને બહાર નીકળવાની ફરજ પાડવા તેમની દુકાનનો માલ પણ ઉથલાવવા માંડયો.

એ દરમીયાન છોકરી ક્યાંઇક અદ્રશ્ય થઇ ગઇ અને પોલીસને કોઇ તેની ઓળખ આપી શક્યું નહિં. ડૉકટરે પોલીસને એવો ટેલીફોન કર્યો હતો કે કેટલાક મવાલીઓ તેમની દુકાનપર હુમલો કરે છે. કોઇ અજાણ્યા માણસે પણ પોલીસને ટેલીફોન કર્યો હતો કે બારટનની દુકાન પર કોઇ પારસી બાનુ આફતમાં છે, પોલીસ તરતજ દુકાન પર આવી પહોંચી અને ડૉકટરને મુશીબતમાંથી છુટા કર્યા અને બહાર ઉભેલું લોકોનું ટોળું વિખેરી નાખ્યું.

પોલીસને માંટે આ ભેદભર્યો કોયડો હતો કેમકે બે જુદી જુદી ખબરો પોલીસને મળી હતી.

ડોક્ટરે એવો ખુલાસો કર્યો હતો કે, "પારસી જેવી દેખાતી કોઇ અજાણી છોકરી મારી દુકાન પર આવી હતી અને કેટલાક સો રૂપીઆ ઉછીના માગ્યા હતા. મેં તેને રૂપીયા આપવા ના પાડી તેથી તેણે પોતાના પર હુમલો થયાની બુમરાણ મચાવી. મને તો આશ્ચર્ય થાય છે કે જો તે છોકરી પર મેં હુમલો કર્યોજ હોય તો તે છોકરી જાતે પોલીસમાં ફરિઆદ કાં ન નોંધાવે ?"

બનાવને દિવસે એટલે કે તા. ૧૮ મી જુનને દિવસે સાંજ સુધી પોલીસને તે છોકરીનો પત્તો મળ્યો નહોતો, પરંતુ લોકોએ તે છોકરીના કરેલા વર્ણન ઉપરથી માત્ર એટલું અનુમાન નીકળી શક્યું હતું કે તે છોકરી પારસાની હતી તેમજ દેખાવડી અને જુવાન હતી તેણે સોનેરી કિનારની પીન્ક કલરની સાડી પહેરી હતી.

# નામદાર મેજીસ્ટ્રેટનો ચુકાદો

આજે તા–૭–૯–૨૮નાં રોજ આ ચકચાર ભર્યા મુકદમાનું છેવટ હોવાથી કોર્ટમાં ભારે ગીરદી હતી. પણ પોલીસ બંદોબસ્ત ખાસ વખાણવા જોગ હતો. નામદાર મેજીસ્ટ્રેટે પોતાનો નીચલો ચુકાદો ૧૧–૪૫ મીનીટે વાંચવો શરૂ કર્યો હતો.

નામદાર મેજીસ્ટ્રેટે ચુકાદો આપતાં ફરીઆદ પક્ષના મુકદમાની વિગત લંબાણથી કહી સંભળાવી હતી.

તેમણે જણાવ્યું કે તા. ૧૮મી જુનના દિવસે સવારના ૧૧ વાગતાંના સુમારે ફરીયાદી મીસ એમી કરકરીઆ જવાબદારની દુકાને ચશ્મો લેવા ગયાં હતાં.

તેવણુ જઇ પુગતાં જવાબદારે પોતાના કંપાઉન્ડર મી. ફ્રેનસીકાને ફરીઆદી માટેના ચશ્મા સાથે દુકાનની બહાર મોકલી આપ્યો હતો. જવાબદારે ફરીઆદીને કહ્યું કે ચશ્મો આવતાં વિલંબ લાગશે અને તેણીને વીઝીટર્સ રૂમમાં બેસવા જણાવ્યું, કે જે રૂમ દુકાનની અંદરના ભાગમાં છે અને તેને લાકડાંનાં પાર્ટીશનથી બંધ કરી લેવામાં આવેલ છે.

ફરીઆદ પક્ષના મુકદમા મુજબ જયારે ફ્રેન્સીકા દુકાનમાંથી બહાર ગયો ત્યારે દુકાનની અંદર જેઓ હતાં તેઓ માત્ર ફરીઆદી ને જવાબદારજ હતાં.

જવાબદાર પહેલાં ફરીયાદી સાથે સાધારણ વાતચીતમાં ઉતર્યા હતા અને ફરીયાદીએ જે ઘડીઆળ પહેર્યું હતું, તે જોઇ એવું જણાવ્યું કે, તેની ડીઝાઇન સુંદર હતી.

ફરીયાદપક્ષનું એવું કહેવું છે કે, જવાબદારે ફરીયાદીનો હાથ પકડયો હતો ને તેણીના હાથ પરની પોંચી જોવા લાગ્યો હતો.

આ ઉપરથી ફરીઆદીએ પોતે તે પોંચી કાઢીને જવાબદારને જોવા આપી હતી.

તે પછી જવાબદારે તેણીની કાંડી પર તે પોંચી પહેરાવવાની કોશીશ કરી હતી. પણ ફરીયાદીએ તેને તેમ કરવા દીધું નહોતું. અને તેણીએ પોતાના હાથેજ તે પહેરી હતી. તે પછી જવાબદારે તેણીને આંખો બંધ કરવા જણાવ્યું અને કીકીને હાથ લગાડી જણાવ્યું કે, તે કીકીઓ મોટી થઇ હતી. તે પછી જવાબદારે તેણીને ડાર્ક રૂમમાં જવાને કહ્યું હતું, જે વીઝીટર્સ રૂમની બાજુમાં હતો. તેણે આંખો તપાસી અને તેમ કરતાં તેણીના ગાલને હાથ

લગાડયો, જે અકસ્માત બની ગએલો હોવો જોઇએ તેમ ફરીયાદીએ તે વખતે ધાર્યું હતું. તે પછી જવાબદાર અને ફરીયાદી પાછાં વીઝીટર્સ રૂમમાં આવ્યાં હતાં. ત્યાં જવાબદારે ત્રીજોરી ખોલીને એક વીંટી, બ્રેસલેટ અને સાંકળી બહાર કાઢી તેણે ફરીયાદીને તે બ્રેસલેટ બતાવીને પછી વીંટી ઓફર કરી પણ તેણીએ ગુસ્સો બતાવ્યો.

જવાબદારે ફરીઆદીને કહ્યું કે, જો તેણી તેની સાથે પરણશે તો તેણીને યુરોપની સહેલગાહે લઇ જશે. તેણી બહુજ ઉશ્કેરાઇ ગઇ અને જવાબદારને તે વીંટી રસ્તા બહાર ફેંકી દેવા જણાવ્યું. તે પછી જવાબદાર તેણીના અંગને વળગી પડયો, બુમ મારતાં અટકાવવા એક હાથ તેણીના મોં પર દાબ્યો અને બીજા હાથે તેણીના બંન્ને હાથ પકડયા અને ગાલ પર જોરથી ચુંબનો લીધાં.

ફરીયાદીએ છુટવાને અછાડ પછાડ કરી પણ તેણી જવાબદારના પંજામાંથી છુટી શકી નહિં.

પણ પછીથી તેણીએ જવાબદારને હડસેલો મારીને બાજુએ કરી નાંખ્યો, અને ઓરડામાંથી બહાર નીકળી આવી. અને ગુસ્સાથી દુકાન છોડી ગઇ. તે વખતે તેણી એવું કહેતી ગઇ હતી કે, તેણી તેને આવી ચાલ માટે ઉઘાડો પાડશે.

મેજીસ્ટ્રેટે આગળ ચાલતાં જણાવ્યું કે, ફરીયાદ પક્ષના મુકદમાને સઘળી અગત્યની બીનાઓ પર ફરીયાદીની જુબાનીથી ટેકો મળે છે. ફરીયાદીનાં માતા સુનાબાઇ જણાવે છે કે, તા. ૧૮મી જુને ફરીયાદીએ, જવાબદારની દુકાનપરથી પાંછા ફરતાં તુરતાતુરતજ જવા-

બદારની વર્તણુંક માટે તેવણુ આગળ ફરીયાદ કરી હતી, જે ઉપરથી તેવણુ સીધા જવાબદારની દુકાને ગયા હતા. જુવાન છોકરીઓને દેશાદેશાવર લઇ જવાની ઇચ્છા જણાવવાનો આક્ષેપ મૂક્યો હતો અને તેણે જે ઝવેરાત પોતાની દીકરીને દેખાડ્યું હતું તે પોતાને બતાવવવાને જણાવ્યું

આ ઉપરથી જવાબદારે ન્હાસી જઈ અંદરના ઓરડાનો આશરો લીધો હતો.

સુનાબાઇ જણાવે છે કે, તેવણુ એવું બોલતાં બહાર નીકળ્યાં હતાં કે જરથોસ્તી થઇ તમોને શરમ ન આવી?

ફરીયાદ પક્ષે પોતાના મુકદમાના ટેકામાં બે વધુ સાક્ષીઓ બોલાવ્યા હતા, જેઓ તે દિવસે ફરીયાદીની માતા હતી તે વખતે જવાબદારની દુકાનની બહાર એકઠા થએલા ટોળામાં હતા. આ બન્ને સાક્ષીઓ દુકાનમાં ગયા હતા જેઓ સાથે જવાબદારે જે કાંઈ બન્યું હતું તે માટે દીલગીરી જાહેર કરી હતી અને તે સુનાબાઇની માફી માંગશે એમ તેમને જણાવ્યું હતું. આ બે પૈકીનાં એક સાક્ષી જણાવે છે કે, જવાબદારે એવું કહ્યું હતું કે, "તેવણુ માટે તે ખરાબ દિવસ હતો."

જવાબદારનો બચાવ ટુંકમાં એવો છે કે, તેવણુની સામેનો આ આરોપ તદન ખોટો છે અને કાંઇ બાતેનના હેતુ માટે તેણીની માતાની ઉશ્કેરણીથી ફરીયાદી આ ખોટો આરોપ લાવી હતી.

પણ આ બાતેનના હેતુઓ શું હતા તે ખુલ્લા કરવામાં આવ્યા નથી અથવા તો ફરીયાદી અને તેવણુની માતાની ઉલટપાલટ તપાસ

દરમ્યાન તે બતાવવા કોઇ પણ રીતની સુચના કરવામાં આવી ન હતી.

જવાબદારે પોતાનું લેખિત બચાવનામું મુકયું હતું જેમાં તે જણાવે છે કે, તા. ૧૮ મી જુનની સવારે ફરીયાદી તેની દુકાન પર આવી તે વખતે તે એક વાણીયા ઘરાક સાથ રોકાયલો હતો અને તે વખતે એક પારસી ઘરાક દુકાનમાં ખોટી થતો ઉભેલો હતો, અને કમ્પાઉન્ડર ફ્રાન્સીકા આખો વખત દુકાનમાં હતો અને ફરી-યાદી ચશ્મો આવી પુગવાની રાહ જોતી બેઠી હતી. અને જે આસામીને તેણીનો ચશ્મો લાવવા બહાર મોકલવામાં આવ્યો હતો તે બાબુ રાજુ નામનો દુકાન પરનો હિંદુ છોકરો હતો.

ફરીયાદ પક્ષે જે રીતે ફરીયાદીના મર્યાદાનો ભંગ કરેલો જણાવ્યો હતો તે મુજબ ફરીયાદીની વાતનો જવાબદારે ઇન્કાર કર્યો હતો. તેમજ દુકાનમાં માત્ર જવાબદાર અને ફરીયાદી એકલાં હતાં એ બીનાનો પણ જવાબદારે ઇન્કાર કર્યો હતો.

બચાવ પક્ષ તરફથી જે મુખ્ય સાક્ષી બોલાવવામાં આવ્યો તે ફ્રાન્સીકા હતો. આ સાક્ષી એવું જણાવે છે કે, તા. ૧૮ મી જુને સવારે ફરીયાદી દુકાનપર આવી હતી તે વખતે આખો વખત એ દુકાનમાંજ હતો. આ સાક્ષીએ ફરીયાદીએ જે જે આક્ષેપો જવા-બદાર સામે મેલ્યા હતા તેનો સાફ ઇનકાર કર્યો હતો. અને તેણે દુકાનમાં તે વખતે બે વાણીઆઓ અને એક પારસી મળી ૩ ઘરાકો હતા તેવા જવાબદારના બચાવને ટેકો આપ્યો હતો.

બચાવપક્ષના મુકદમાને ટેકો આપવા બચાવપક્ષ તરફથી હાસમ હુસેનની એવી મતલબની જુબાની રજુ કરવાને સાક્ષી તરીકે બોલાવવામાં

આવ્યો હતો કે, ચશ્મો લાવવા જે આસામીને મોકલવામાં આવ્યો હતો તે ફ્રેન્સીકા નહિ પણ બાબુ રાજુ હતો. અને એ બીનાને ટેકો આપવા બાબુ રાજુને પણ સાક્ષી તરીકે રજુ કરવામાં આવ્યો હતો.

જવાબદારનાં સ્ટેટમેંટને ટેકો આપવા જે છેલ્લો સાક્ષી બચાવપક્ષે બોલાવ્યો હતો તે ધનજીશાહ સોરાબજી હતો જે જણાવે છે કે, આ બનેલા કહેવાતા બનાવ વખતે સવારના દુકાનમાં જે પારસી હાજર હતો તે તે પોતે હતો.

મેજીસ્ટ્રેટે જણાવ્યું કે ફરીયાદપક્ષ અને બચાવપક્ષનું એવું જુદું જુદું કહેવું છે અને મારે જે કાંઈ નક્કી કરવાનું છે તે એજ છે કે, ફરીયાદપક્ષે જવાબદાર સામે મુકદમો સાબેત કર્યો છે કે નહિં ?

જવાબદારના ધારાના હિમાયતીએ જવાબદારની તરફેણમાં જે કાંઈ સઘળું લાવી શકાય તે લાવીને નીચલી બીનાઓ ઉપર ખાસ ભાર મેલ્યો હતો.

આ બીનાઓ તે છે કે, ફરીયાદીએ જે હકીકત રજુ કરી છે તે તદ્દન નહિં બના શકે એવી છે, કારણ કે ફરીયાદી પક્ષ હુમલો થવાનો કહેવાતો બનાવ કામકાજ–દોડધામના વખતે અને જાહેર પ્રજાની નજરમાં વધુ ઓછા પ્રમાણમાં ખુલ્લી આવેલી જગાપર બનેલો કહેવાય છે.

ના. મેજીસ્ટ્રેટે જણાવ્યું કે, વખત કાંઈ હુમલો કરવાના સંભવોને બાકાત રાખતો નથી. જગાની પોઇંટની બાબતમાં જો હુમલો કરવાની તક મનપસંદ મલવા પામે. તો તે દુકાન રસ્તાપર પડે છે તેટલા ખાતર હુમલો કરવાના બનાવને અસંભવિત બનાવતો નથી.

મારા ધારવા પ્રમાણે જે જગાએ આ હુમલો થવામાં આવેલો કહેવાય છે તે પાર્ટીશનથી બંધ કરી દેવામાં આવેલ છે અને જાહેર પ્રજાની નજર તે પર પડી શકે નહિં

વળી ફરીયાદીએ દુકાન છોડી જતાં તુરતજ પોલીસને યા બીજા કોઇને ફરીયાદ કરી ન હતી તે મુદ્દાપર પણ મને ફરીયાદીની જુબાની નહિં માનવાનું જણાવવામાં આવે છે, પણ આ તો જુબાનામાં રજુ થયેલી બીના છે કે, ફરીયાદીએ ઘેર જતાં જવાબદારની વર્તણુંક માટે પોતાની માતા આગળ ફરીયાદ કરી હતી.

વળી ફરીયાદીએ જે કાંઇ આક્ષેપો મૂક્યા છે તે તેને ટેકો આપનારા બીજી જુબાનીની ગેરહાજરીમાં સાચ્ચા તરીકે નહિં માન॰ વાને જવાબદારના ધારાના હિમાયતી કોર્ટને જણાવે છે.

મારા મત પ્રમાણે કાયદામાં તેવું કાંઇ પણ નથી કે જે આવા પ્રકારના મુકર્દમામાં ફરાયાદીની જુબાની નહિં સ્વીકારવાને સત્તા આપી હોય. આવા પ્રકારના મુકર્દમાઓમાં ઘણી વખત ટેકો આપનારી જુબાની

રજુ થઇ શકતી નથી.પણ તે બીના બાજુએ મુકતાં હાલના મુકદમામાં એવી પુષ્કળ બીનાઓ છે કે જેને હું ટેકો આપનારી જુબાનીની કિંમતી જેટલી ગણી શકું. જેવી કે, ફરીયાદીએ જતાંને વાર પોતાની માતા આગળ કરેલી ફરીયાદ, માતાએ જવાબદારની દુકાનની તાબડતોબ લીધેલી મુલાકાત અને છેલ્લે ફરીયાદીના માતાએ કાયદાની સલાહ લેવા મી. પાપા સોલિસીટરની લીધેલી મુલાકાત.

મેજીસ્ટ્રેટે જણાવ્યું કે. ફરીયાદીએ મારી સમક્ષ આપેલી જુબાની અને પોલિસ આગળ કરેલી ફરીયાદ વચ્ચે જે હેરફેર બીનાઓ નજરે પડે છે તે વીષે એક બે બોલ કહેવાને મારે ચુકવું ન જોઇએ.

મારી ખાત્રી થઇ છે કે, જે કાંઇ હેરફેર વિગતો હોય તે કાંઇ ગંભીર પ્રકારની નથી તેમજ અગત્યની બીનાના સબંધમાં પણ નથી. કોઇ પણ રીતે આ હેરફેર વિગતો જવાબદાર સામેના મુખ્ય આરોપના મુળમાં લાગુ પડતી નથી

ફરીયાદીએ પોલિસ આગળ આ વિગત જણાવી હતી તે વખતે તેના જેવી નાની-ઉમ્મરની છોકરીની મનની ઉશ્કેરાયલી હાલતને આભારી લેખી શકાય. ફરીયાદી મને બહુ ચંચળ માલુમ પડી છે અને તેણીએ જે સીધી રીતે જુબાની આપી છે તેથી મારી પર બહુ અસર થવા પામી છે.

તેણીની જુબાની સખ્ત અને બારીક ઉલટપાલટ તપાસની અગ્નિમાથી પસાર થવા છતાં બહુ સંગીન રીતે મકકમ રહેવા પામી છે.

આ બનવા જોગ છે કે, તેણીયે કોઇક કોઇક વખત કાંઇ પણ પરિણામ નહિં નીપજાવી શકે તેવી સહરાગત કરી છે—પણ સામટી રીતે જોતાં તે તેણીની જુબાનીથી બહુ વેગળે જનારી બીનાઓ નથી.

મેજીસ્ટ્રેટે જણાવ્યું કે, સુનાબાઇએ મારી પર એક આબરૂદાર બાનુ તરીકેનો છાપ બેસાડયો હતો, જેવણે બહુ ખાત્રી પુર્વક રીતે જુબાની આપી હતી મેસર્સ ચીચગર અને બામજી આબરૂદાર વેપારીયો છે અને તેઓને આ મુકદમામાં કોઇ પણ રીતનો સબંધ નહિં હોવાથી સ્વતંત્ર સાક્ષીઓ છે. તેઓની જુબાની જેવી ને તેવી ઉભી

રહી છે કારણ કે, તેઓની ઉલટપાલટ તપાસ લેવામાં આવી ન હતી.

દરેક બીના જવાબદારની તરફેણમાં ખેંચવાની મારી આતુરતામાં ફરીયાદી, જવાબદાર જે તેણીને તદ્દન અજાણ્યો હતો તેની સામે આ ખોટો આરોપ શું કામ મૂકે ?. તેનો હેતુ શોધવા મેં કોશેશ કરી છે, પણ ફરીયાદી અને તેની માતાને એક એવો આસામી કે જેને તેઓએ જોયો ન હતો તેમજ આ બનાવની પહેલાં જેને તેવણ ઓળખતાં ન હતાં તેવા ઇસમનાં માણસ સામે ખોટો આરોપ લાવવાને શું હેતુ હોય તે કલ્પી શકવાનું મુશ્કેલ છે.

મેજીસ્ટ્રેટે જણાવ્યું કે, બચાવપક્ષના સાક્ષીઓ ફ્રાનસીકા અને બાણુ શાણુ જવાબદારની નોકરીમાં હોવાથી દેખીતી રીતે લાભ ધરાવનારા સાક્ષીઓ છે—અને તેથી તદ્દન બીનભરોંસેદાર જુબાની તરીકે રદ કરૂં છું. હાસમ અને અબદુલ રહેમાનની જુબાની જો એક બારગી ભરોંસાદાર પણ હોય, કે જેમ નથી એમ મારી ખાત્રી થઇ છે, તો તે જવાબદારને કોઇ રીતે મદદ કરતી નથી. છેલ્લો સાક્ષી ધનજીશાહ સોરાબજી છે. અને જો તેની જુબાની માનવામાં આવે તો તે જવાબદારની હકીકતને પુરેપુરી રીતે ટેકો આપે છે કે, જે જુબાની આપતાં આ સાક્ષીએ જવાબદારનાં લેખિત બચાવનામામાં જણાવવામાં આવેલી કોઇ પણ વિગત છોડી દીધી નથી. જો મારે આ સાક્ષીને માનવો પડે તો મારે એટલું પણ કહેવું જોઇએ કે, તેની એવી અજાયબી ઉપજાવનારી અને ભરપૂર યાદદાસ્તશક્તિ છે અને તીક્ષણ અવલોકનશક્તિ છે કે જેવી સાધારણ રીતે આપણા જોવામાં આવી શકતી નથી. આ યાદદાસ્ત અને અવલોકનશક્તિ તારીખ ૨૯ મી જુલાઇ સુધી આ સાક્ષીમાં

સુરત પડી રહેલી હતી–કે, જે દિવસે તે એકાએક એવા ખ્યાલથી જાગૃત થયો કે, જવાબદાર તારીખ ૧૮ મી જુનના દિવસે પોતાની દુકાનમાં જે પારસી હતો અને જેની શોધ તે ચલાવી રહ્યો હતો અને તે પારસી તે પોતે ખુદ હતો.

મને કહેતાં જરા પણ આંચકી લાગતી નથી કે, આ સાક્ષી મને એવો માલમ પડયો છે કે, જેના બોલવા ઉપર હું જરા પણ ભરોસો મુકી શકતો નથી.

ના. માજીસ્ટ્રેટે ચુકાદાના છેડે આવતાં જણાવ્યું કે, ફરીયાદીએ પોતાની લાજ જે રીતે લુંટાયલી જણાવી છે તે રીતે ફરીયાદીની લાજ લુંટવાના આરોપ માટે હું જવાબદારને દોષિત ઠરાવું છું.

મી. થાણાવાળા—જવાબદારને સખ્ત સજા કરવાની કોર્ટને જણાવવા મને સુચના મળી છે.

મી. તાલ્યારખાન—સુચના કોણ તરફથી મળી છે ?

મી. થાણાવાલા—પોલિસ કમીશ્નર તરફથી મળી છે.

જવાબદારના ધારાના હીમાયતી મી. તાલ્યારખાને નરમ સજા કરવાને કોર્ટને અરજ ગુજારી હતી. તેવણે જણાવ્યું કે, જવાબદાર જવાન છે, ડીપ્લોમા ધરાવે છે, સારી રીતે સ્થાપિત થએલો ધંધો કરે છે, એ બીના ધ્યાનમાં લેતાં જો તેને નબળાઇ યા ઉશ્કેરાટની એક પળમાં તે કામ કર્યું હોય તો વ્યાજબી દંડની સજા કરવાથી ઇન્સાફની નેમ બરાબર રીતે જળવાશે.

જવાબદાર જે ગુન્હા માટે દોષિત ઠર્યો છે તે ખરી રીતે એક જુવાનની બેવકુફાઇ અને અવિચારી ચાલ તરીકે વર્ણવી શકાશે. વળી

એક બીજી બીના પણ ધ્યાનમાં લેવાની છે. જવાબદારના દોષિત ઠરવાથી ધંધો અને ડીપ્લોમા તેને ખોવાં પડશે. આ ધંધો જે બહુ સારી રીતે સ્થાપિત થયો હતો તે જવાબદારના ગુજરાનનું એકલું સાધન હતો. તેથી તેના દોષિત ઠરવાથી જવાબદાર જીંદગીના છેડા સુધી ખુવાર થવા પામ્યો છે.

મા. તાલ્યારખાને ત્રણ મુકદમાઓ ટાંકી બતાવ્યા હતા જેમાં હાલના ગુન્હા કરતાં વધુ ગંભીર પ્રકારના ગુન્હાઓ હતા અને જેમાં આરોપીઓને માત્ર દંડની સજા કરી જતા મેલવામાં આવ્યા હતા.

ના. માજીસ્ટ્રેટે ટીકા કર્યા કે, જવાબદાર પોતાના સ્ટેટમેંટમાં જણાવે છે કે, તે આંખનો સ્પેસ્યાલીસ્ટ અને ચશ્માવાળો છે અને તે લંડનના શહેરનું છુટાપણું ધરાવે છે–તેનો ગમે તે અર્થ થાય પણ જવાબદારનો દરજ્જો અને હાલતના એવા સંજોગો છે કે જે, ગુન્હાનું પ્રમાણ ઓછું કરવાને બદલે વધુ કરે છે.

જવાબદાર પોતે જે ધંધો ચલાવે છે તે એવા પ્રકારનો છે, જે લોકોનો વિશ્વાસ અને ઈતબાર તેની તરફ ખેંચે છે. પણ જવાબદારે એક છોકરી કે જેણી ચશ્મા લેવા દુકાન પર ગઈ હતી, તેણીની ઉપર હુમલો કરી તે વિશ્વાસ અને ઇતબારનો ભંગ કર્યો છે. હું જવાબદારને તકસીરવાર ઠરાવું છું અને એક મહિનાની સાદા કેદની અને રૂ. ૧૦૦૦)ના દંડની અથવા તે બદલ ત્રણ મહિનાની સખ્ત કેદની સજા ફરમાવું છું.

આ પછી પોલીસના ડે. ઈ. મી. માલપસે આરોપી ડો. જહાંગીર બારકનને પોતાના તાબામાં કેદી તરીકે લીધો હતો.

This Title Ptd. at Krishna Printing Press, Mangaldas Road, Bombay 2.